# NARMAD VIRAH.

IN MEMORY OF

**KAVI NARMADASHANKER. L.**

BY

**Kashishanker Mulshanker Dave.**

**PETLAD.**

1886 A. D.

( ½ M. COPIES. )



**AHMEDABAD.**

Printed at the United Printing Press.

Price six Annas.

૨૮૫૦

# नर्मद विरह.

कविराज नर्मदाशंकरना स्मरणार्थे.

रचीने प्रसिद्ध करनार.


કાશીશંકર વિ. મુળશંકર દવે.

શ્રી પેટલાદ.


ગીતિ,

નર્મદ વિરહ લખ્યો આ, કારણ નર્મદ અધીક ઉપકારી;
પ્યાર ધરીને વાંચો, કવિ સ્મરણાર્થે શુશીલ નર નારી.




અમદાવાદ.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટીંગ અને
જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સન ૧૮૮૬ સંવત ૧૯૪૨

મૂલ્ય છ આના.

# સુચના.

આર્યભૂમિના વીરપુરૂષો એક પછી એક એમ ભૂમિના દુર્ભાગ્યે નાશવંત થતા જાય છે. સન ૧૮૮૬ ફેબ્રુઆરીની પચીશમીનો દિવસ રે! જે દિવસે સરસ્વતીનો પ્રિય ગુરૂવાર હતો તે દિવસે આર્યભૂમિના મહાન વીર કવિરાજ નર્મદાશંકરે આ માયાથી ઘેરાયલી દુનિયાં છોડી પરલોકે ગમન કર્યું છે. એઓના એકાએક મરણથી આર્યભૂમીને ભારે હાણ થઈ છે. આર્યભૂમિના વીરપુરૂષોની સંખ્યા ઘણી નાની છે, માટે આપણે તેઓની ઘણી દરકાર રાખવી જોઇએ. દરકાર ન રાખીયે અને સ્વદેશના ઉત્કર્ષની આશા રાખવી નિષ્ફળ છે. એવા મહાન પુરૂષો પાછળથી ઘણું ઘણું થવું જોઇએ, પણ હજી તો જે થયુંછે તે સાધારણ છે.

સ્વદેશીઓ જાણેછે કે સ્વદેશના ઉદય માટે વીરપુરૂષોની જરૂર છે. સ્વદેશમાં જેમ વીરપુરૂષો વધશે તેમ સ્વદેશની ચઢતી થશે. માટે મહાન વીરપુરૂષો માટે આપણાથી જેટલો શ્રમ થાય તેટલા શ્રમથી કાર્ય આદરવાનાંછે.

મારા શાણા આર્ય ભાઇઓ! તમે નર્મદનું નામ અમર કરવાને અવશ્ય અતિ મંથન કરો! કવિરાજ નર્મદ જેવા બળવાન વીરપુરૂષો મળવા મુસ્કેલ છે, માટે મહા પુરૂષોની જેમ બને તેમ આપણે ગરજ ગણવી જોઇએ.

આ લઘુ પુસ્તક લખવા મને વધારે અવકાશ વિદ્યાભ્યાસને લીધે મળ્યો નથી તેથી તેમાં ઘણી ખોડ ખામી હશે તે પ્રિય વાંચનાર ક્ષમા કરશે અને સ્વદેશના વીર પુરૂષને માટે થએલો (એટલે સુગ્રંથ) સ્વિકારશે એવી કર્તાને આશા છે.

નર્મદ જેવા મહાન વીરો આર્યભૂમિના ઉછંગમાં રમે, પૃથ્વીમાં વિજય કરતા અજીત થઈ ભમે, આર્યોનાં કષ્ટ

સંતાપ સમે, સદા આનંદાશ્ચર્યથી અમૃતરૂપી પ્રસાદ જમે અને નિર્ભય બની સ્વપ્રાસાદે વિલાસ યુક્ત થઈ આખરે સુખવાસી ઇંદ્રના પ્રધાન નીમાય એવું હું મારી તોતલી વાણીથી પણ ખરા અંતઃકરણથી આ જગત કર્તા નિ-યંતા પ્રભુ પાસે માગી લઉછું અને આ પુસ્તકને હું કવિ **ચરિત** અને **નર્મદ વિરહ** એવા બે ભાગમાં રચી મારી નાની પણ **અમૂલ્ય** લેખણ બંધ કરી સદાના ઉદ્યોગમાં મંડતાં અને ગુર્જર માતાની વધારે સેવા બજાવવાની આશા રાખતાં જય વાણી ઉચરૂ છઊં. **વિજય શ્રી આર્યરંગ !**

સ્થળ પેટલાદ.
૨૮-૭-૮૬ } **દવે કાશીશંકર વિ. મુળશંકર.**



## ॥ वीरेभ्यो नमस्करोमि. ॥

## पंडितश्री गट्टुलालजी घनश्यामजी शीघ्रकवि.

स्थळ मुंबाइ.

(शार्दुल विक्रीडित).

શાણા શ્રી ગટ્ટુલાલજી વીર તમે, આ આર્યભૂમાં વસ્યા,
ડાહ્યાના તમ મિત્ર, મૂઢ હૃદયે સુજ્ઞાન આપી હસ્યા[1].
તે આજે ઉપકાર હાર ફુલનો, જ્ઞાની બની આપતા,
ભારે પંડિત નામ પુણ્ય અરથે, શિષ્યો સહુ જાપતા.
છોજી શિઘ્ર કવી હિતાર્થ મથતા, દાતા ભલા જ્ઞાનના,
તેથી લાયક છો તમે જગતમાં, આજે ઘણા માનના;
વિદ્યાવંત કીશોર દોર થકી છો, ને સ્મર્ણ શક્તિ ઘણી;
એવી શક્તિ ન દેખું કોઈ જનમાં, એ આર્યભૂના મણી.
દેખી આપ તણી છટા રસિકતા, મોહી પડ્યા માનવી,
જીવો પંડિત દીર્ઘ આયુ ધરીને, એ આર્યભૂના રવી;
ભારે મંડળીઓ જીતી કવિ તમે, ખંતી બના સર્વદા,
આપી જ્ઞાન સ્વદેશી લોક હૃદયે, કાપી કુડી આપદા.
સંસ્કૃતે તમ છો પ્રવિણ અતિશે, કિર્તી ઘણી પામીયા,
નાના બાળ યુવાન વૃદ્ધ હૃદયે, પંડીત શ્રી જામીયા;
પ્રેમી ને વળી પુણ્યવાન તમ છો, દાતા ભલા જ્ઞાનના,
આપે એ ઉપકાર આજ કરીયા, તે સત્ય છે ધ્યાનના;
તેથી હું અરપું છું કાવ્ય તમને, પ્રત્યક્ષ આ પ્રેમ છે,
કાશીશંકર દેશ વીર નીરખી, અર્પેજ એ નેમ છે.

લી. શુભ વાંછિત.
દવે કાશીશંકર વિ. મુળશંકર.

---

1 ખુશી થયા.

# सर मंगलदास नथुभाइ. के.सी. एस. आइ.

## સ્થળ મુંબઈ.

(શાર્દુલ વિક્રીડિત.)

શાણા મંગળદાસ આજ કરીયું, માંગલ્ય આ દેશમાં,
જ્યારે પુણ્ય કર્યાં વસુ અરપીને, છો તેથિ સર્વેશમાં;
કન્યા કેળવણી તમે ચિત ધરી, ને વિત્ત આપ્યું ઘણું,
આપે ઔષધ આપી દુખ હણિયું, જે દુઃખ દર્દી તણું.
આપ્યો આ સરકાર ખુશ થઇને, ખીતાબ વ્હો વાહનો,
સ્ટાર્ આવ્ ઇન્ડીયને વળી સરતણો, નાઇટ્ કમાન્ડરતણો;
એવા વીર તમે સ્વદેશ વસાયા, આ દેશ શોભાવીઓ,
મારો જીવ તમે ઉદાર બનીને, આ વીર લોભાવીયો.

( ગીતિ. )

આર્યભૂમિના વીરછો, ધીરછો, શૂરછો, સદાય ધર્મોળા;
પુન્યદાન બહુ કરતા, તેથી અરપું છું હું સુ કર્મોળા.
પ્રસરીછે તમ કીર્તિ, વિરતી* સાચો સદાય તમ પાસે;
કાશીશંકર અર્પે, સ્વગ્રંથ તમને ગુણીજ એ આશે.
જુગ જુગ પામો ખ્યાતિ, જામો કિર્તી સદૈવ બ્રહ્માન્ડે;
કવિજન મોટા જેથી, આપ ચરિત્રો પ્રસિદ્ધિમાં જોડે.

લી. આપનો શુભેચ્છક.
દવે. કાશીશંકર વિ. મુળશંકર.

---

* આશ્રય.

# दिवान बहादुर मणिभाइ जशभाई.

## સ્થળ વડોદરા.

( ઇંદ્રવિજય )

નર્મદવીરેહ આ લખીયો પણ વીરગણી અરપું મણિભાઇ,
આપ સમાન વીરો નીરખી હરખી ખુશ થાઉ ભલા ગુણગાઈ.
આ દુનિઆંમહિ હે મણિરાજ તમારી સુકિર્તિ કવીથી ગવાઈ,
આજ કવિ જનના મુલકે ફરતી મણિરાજ તમારી દુવાઈ.
કચ્છ વિશે વિચરી કર્યું નામ સ્વદેશ દિવાન અતિ સુખદાઈ,
હે મણિરાજ તમે નિતિમાન તમારી રિતી સઘળે વખણાઈ.
જાફતમાં બહુ આફત દેખી તથાપિ ન ધૈર્ય તજ્યું મણિભાઈ,
ઓ વીર ઓ વીર દેશ શુભેચ્છક શ્રી જય શ્રી જય હે જશભાઈ.
શ્રી પટણાદ વિષે પ્રગટી દિપવ્યો મુજ દેશ મણીની નવાઈ,
જન્મ ભુમિતણું નામ કર્યું અતિ અંતરથી મુળથી બહુ ચાંઈ.
આપની સોબતથી જન મૂઢ તણી અનિતીક્ષણ મધ્ય તજાય,
આપસુ તેજથી ઝાંખી પડી કવિ લોક તણી પણ જે રૂશન ઇ,
સેવક આજ કરે વિનતી મણિરાજ મણિ ખુબીની ખુશ બોઈ.

### ગીતિ.

જન્મ ભૂમિ જે મારી, તેની આપે વધારી છે ખ્યાતી;
તે માટે મુજ રસના, બંધ પડે ના મણિ ગુણ ગાતી.
વળી આશ્રય જે આપ્યા, કરી દેશની તમે ઘણી સેવા;
તે માટે તમ વીર છો, ધીરછો, શુરછો, સદૈવ મણિ દેવા.
કારણ ઇત્યાદિથી હુ અરપુછું લઘુ ગ્રંથ તમને;
શંકા દિલ ન લેશો, જોકે પુસ્તક લખ્યું કવિ ગમને.
જય જય જય બહુ થાજો, જયના ડંકા ચડો મુજ દેશે,
દુંદુભી નાદ ગગડજો, કાશીશંકર 'તથાસ્તુ' ઝટ કહેશે.

લી. આર્યોદયાભિલાષી.
દવે કાશીશંકર વિ. મુળશંકર.

# कवीश्वर दलपतराम डाह्याभाइ सी. आइ. इ.

**મનહર.**

વઢવાણ ગામ વિષે કવિ દલપતરામ,
પ્રગટી સ્વદેશ સુધારવાને પધારીયા;
કાવ્યકળામાં નિપૂણ ધીમંત સુગુણ ભર્યા,
સ્વદેશના સુખ ભાગ એમણે વધારીયા;.
વિદ્યાનો પ્રસારો કરી સમર્યા જેણે શ્રીહરી,
દેશી લોક જેણે નહી ચિત્તથી વિસારીયા;
કવિ દલપતરામ રવિથી અતિ પ્રસિદ્ધ,
આજ મેંતો ખરેખર મનથી વિચારીયા.
રસીક રસીક કાવ્ય એમણે ઘણાં રચ્યાંછે.
નામ છે સ્વદેશમાં વિશેશ ગુજરાતમાં;
પ્રભુજીએ કૃપા કરી કવિરાજ ભલા આપ્યા,
પ્રખ્યાત થયા શ્રીમાળી બ્રાહ્મણની ન્યાતમાં.
કમ્પેનીઅન ઓફ ઇન્ડીયન એમ્પાયરનો,
વાહ શા ખિતાબ પામ્યા કવિજન જાતમાં;
આપ ઉપકારી ઘણા વીરજન આપખરા,
અરપુ હું ગ્રંથ લઘુ એજ સ્મર્ણ વાતમાં.

**દોહોરા.**

હેત ધરીને હું વદુ, શાણા દલપતરામ;
આપ કૃપાથી પૂર્ણ મેં, કર્યું વિરહનું કામ.
બાકી શરમાતો ઘણો, ધરતો લાજ અપાર;
આપ શીખામણ માનીને, હું જીત્યો નર નાર.
જય જય દલપતરાંમના, જય જય નર્મદ નામ;
જય જય જય હાવે થશે, કાશીશંકરે કામ.

લી. પ્રેમાંકિત.
દવે કાશીશંકર વિ. મુળશંકર.

# रावसाहेब हरगोविंददास द्वारकांदास.

## સ્થળ વડોદરા.

દોહરા.

અંત ધરી લાયક બન્યા, થયા જ્ઞાન સરદાર;
કેળવણીના કામથી, દિપાવીયો દરબાર.
ગ્રંથ રચ્યા ગુજરાતીમાં, મતીથી વાળી હદ;
જય જય જય જગમાં થજો, સત્ય વદુ છું સદ.
દીપાવીયો નીજ દેશને, એજ ઘણો ઉપકાર;
માટે વીર તમે ખરા, આભારી નરનાર.
આપે ગુર્જર રાજમાં, જણાવીયો શુભ પંથ;
કાશીશંકર પ્રેમથી, અરપે આ નિજ ગ્રંથ.

લી. શુભાભિલાષી.
દવે કાશીશંકર વિ. મુળસંકર.



# प्रियमित्र मोहनलाल कहांनदास.

ગીતિ.

મોહનલાલ તમે છો, મારા ઉપર અધીક ઉપકારી;
તે કોદી નવ ભૂલું, હું છું આપનો સદાય આભારી. ૧

લી. આપનો સદાનો સુભેચ્છક. દવે.



## AWAKE.

Sons of Ind why sit ye idle ?
Wait ye for some Deva's aid ?
Buckle to be up and doing !
Nations by themselves are made.
Are ye serfs or are ye freemen
Ye that grovel in the shade ?
In your own hand rest the issues
By themselves are nations made.
We are taxed, what voice in spending
Have ye when the tax is paid
Up ! Protest ! Right triumphs over
Nations by themselves are made.
Yours the land, lives, are at stake, tho'
Not by you the cards are played.
Are you dumb ? speak up and claim them
By themselves are nations made.
What avail your wealth your learning;
Empty titles, sordid trade
True self rule were worth them all
Nations by themselves are made.
Are ye dazed or are ye children,
Ye that crouch, supine afraid ?

Will your childhood last for ever?
By themselves are nations made.
Whispered murmurs darkly creeping
Hidden worms beneath the glade
Not by such shall wrong be righted
By themselves are nations made.
Do ye suffer? Do ye feel
Degradation? undismayed
Face and grapple with your wrongs
By themselves are nations made.
Ask no help from Heaven or hell
In yourselves alone seek aid;
He that wills and dares has all
Nations by themselves are made.
Sons of Ind be up and doing,
Let your course by none be stayed;
Lo, the Dawn is in the east
By themselves are nations made.

Union

(The Beaver).



# કવિ ચરિત.



આ પૃથ્વી ગોળાકાર છે, તેના વિશાળપણામાં જગત ભુતોના સ્થિતિ શોધી કાઢવા બુદ્ધિમાન પુરૂષોએ અક્ષાંશ, રેખાંશ ધારેલાછે, તેમ આ નિરંતર કાળના યુગ, વર્ષ, માસ, વાર વિગેરે નામથી ભાગ પાડેલા છે. પવિત્ર તાપી નદી ઉપર આવેલું સુરત શેહેર એક જોવાલાયક અને રમણીય દેખાવ આપનારૂં છે. તાપી નદીના જળથી તે શેહેર જે એક વખતે ઘણુંજ વિશાળ હતું તેને વારંવાર હેરાનગતી પહોંચી છે. વળી આગના ભયંકર દેખાવો તેમાં ઘણીવાર દેખાતા અને હાલ પણ કોઈ કોઈ વખત દૈવકોપથી દેખાયછે. આવાં જળ અને જ્વાળામુખી એ બે કારણને લીધે આ શેહેર વારંવાર ભાગ્યું હતું, તથાપિ હાલ તે એક રળિઆમણું અને જોવાલાયક શેહેર ગુજરાતમાં ત્રીજે નંબરે છે."ભાગ્યું ભાગ્યું તોય ભરૂચ"એ કહેવત પ્રમાણે આ શેહેર જે અસલથી આબાદ હતું તે હાલપણ ઈંગ્રેજના નેજાની નીચે આવવાથી પુષ્ટિને પામ્યું છે. સુરત એ એક સૌંદર્યતાનો દેખાવછે. ઉત્તમ નાગરી ન્યાતથી અને મહામણિઓથી એ શેહેરની પ્રખ્યાતી ઘણી વધીછે. કુદરતી બુદ્ધિને ખીલવનાર અને મણિ લોકોની સ્નેહ બુદ્ધિને પુષ્ટિ આપનાર તાપી નદીછે. આત્મારામ ભુખણ જેવા પ્રખ્યાત શ્રીમંતો એ શેહેરમાં થયા હતા; શેહેર ધનથી ભરપુર હતું, ને હાલ દેશ મુકામલેતો હતું તેવુંને તેવુંજ છે. રાણીબાગ આદિ બીજી જગાઓથી શેહેર રમણીય લાગેછે; ખરેખર કવિની કાવ્ય શક્તિનો

ખરો અજમાએશતો આ જગાએજ થવો યોગ્યછે.

જે *દેશોમાં રમણીય જગાઓ જેવીકે નદીઓ,પર્વતો,વિશાળ તરૂની ઘટાઓ ઘણી હોયછે, તે દેશોમાં કાવ્ય શક્તિ વાળા ઘણા માણસો મળી આવેછે. આપણા કાળીદાશ ×કવિએ પાવાઘઢના રમણીય દેખાવથી અને મહા દેવીના પ્રસાદથી પોતાની કાવ્ય શક્તિને ખીલવી હતી. પ્રેમાનંદ કવિએ વડોદરામાં આવેલા બહુચરાજી તરફના વિચિત્ર દેખાવથી અને ગુરૂ વચનથી પોતાની બુદ્ધિ ખીલવી હતી. સારાંશ કે કાવ્યશક્તિ ને ખીલવનાર રમણીય પ્રદેશછે. કવિ નર્મદાશંકરે તાપી નદીના રમણીય દેખાવથી પોતાની કાવ્યશક્તિને ખીલવી હતી. આ ઉપરથી સાબીત થાયછે કે જે માણસને ઇશ્વર તરફથી કાવ્યશક્તિ બક્ષીસ મળેછે, તેણે તે બુદ્ધિ ખીલવવાને રમણીય પ્રદેશો જોવા એ એક ઉત્તમ સાધન છે.

ઓ મારા પ્રિય આર્ય બંધુઓ! આ ઉપરથી વળી એમ પણ વિચાર આવેછે કે આ જગતમાં ઇશ્વરે કેવી રસીકતા મૂકીછે! રે વળી કેવા ભયો મનુષ્ય પ્રાણીને જાગૃત રાખવાને મૂકેલાછે!

ઓ પરમેશ્વર! અમે તને બહુ ખોળીએછીએ પણ તું અમારી, રે અલ્પ માણસ જાતની કસોટીમાં કદી આવતો નથી; છુંતો પાસેજ, પણ જાણે અસંખ્ય યોજન દૂર હોય એમ અલ્પ વિચારે જણાયછે.[※] તારી અકળીત મા-

*સ્કૉટલન્ડ જેવા. ×કાળીદાસ હીમાલય તરફના કોઈ ગામના સ્વસ્થાની હશે; ભોજ સંયોગથી પાવાગઢ આવતા હોય!

[※]हे जगन्नायक नवयं चर्म चक्षु षातव विभूति मुपवीक्षितुं शक्नुमः

યામાં કોઇપણ પ્રાણીથી ફસાયા વિના રહેવાતું નથી. ઓ પ્રભુ તારા આ ભવરૂપી નાટકમાં ભાવી, અને માયાથી ઘેરાયલાં ભૂતોએ ભાગ લીધોછે; રે ઘણા વિચારે અમને અમારૂ કોમળ કાળજુ રડાવી દેછે; રે વળી ઘણા વિચારે અમારૂ કોમળ કાળજુ અમને આનદના મહાસાગરમાં ઝબકોળેછે. આહા શી લીલા! ઇશ્વર! તારી ખુબિતો ન્યારીજ છે!

જ્યારે કવિ જગતની રચનાના વિચારો વિષે હોયછે, ત્યારે અજાણ્યા લોકો તેને ડહાપણ રહીત, નિતિશૂન્ય, અને વાયુ વાળો ધારેછે, પણ તેમાં તેમની ભૂલછે. રે આર્ય બંધુઓ! તમે કવિને અલ્પ પુરૂષ ન ધારો, તેતો મહાપુરૂષ છે. પુત્રનાં લક્ષણ પારણામાંથીજ જણાયછે, તેવી રીતે ખરા અનુભવી ઓળખનારા કવિને નાનપણથીજ ઓળખી કાઢેછે. તે કવિ શાણો, અનુપમ અને નવરસનો ખરો જાણનારો છે. કવિ ચતુર છતાં અજાણ્યા માણસો તેના વિચારી ચેહેરાથી તને મૂઢ ધારેછે; રે પણ તેઓ જાણતા નથી કે કવિ જેવો ચતુર પૃથ્વીમાં બીજો મળવો મુશ્કેલછે. ચતુર પુરૂષ સીવાય કવિતા લખાતીજ નથી. કવિઓ કુદરતની છબીઓ ચિત્ર વિચિત્ર પાડેછે. આર્યોના સુભાગ્યે કવિરાજ નર્મદે પોતાની કાવ્યકળાને સુરતના રમણીયપણાને લીધે પુષ્ટી આપી હતી, અને તેથી તે આપણી ભારત ભૂમિમાં પ્રખ્યાત થયોછે.

સુરત શેહેરમાં વડનગરા નાગર બ્રાહ્મણ દવે લાલશંકર પુરૂષોત્તમ રહેતા હતા, તેમને પણ કવિતા સાંભળ્યા ઉપર તો ઘણો પ્રેમ હતો. તેઓ સ્વભાવે શાન્ત અને ઉદ્યોગી પુરૂષ હતા. તેઓ પોતાની કિશોર વયથી આનંદી અને શાસ્ત્રના અભ્યાસી હતા. તેઓએ પોતાનો હાથ લખવા-

ના કામમાં સારો કેળવ્યો હતો અને તેઓ આખરે એક ઉદ્યોગી લહીયા થયા હતા. કેટલોક વખત સુરતની કચેરીમાં રહ્યા પછી તેઓ મુંબાઈ ગયા હતા. તેઓએ પોતાનો પ્રમાણિકપણાનો ટેક મર્ણ પર્યંત જાળવ્યો છે, તેથી તેમને જે માન આપીએ તે ઓછું છે. દવે લાલશંકરના સુભાગ્ય બળે તેમને ઘેર એક મણિ, રે કોઈ દેવાંશી અવતાર થયો. સંવત્ ૧૮૮૯ના ભાદ્રપદ માસની સુદ દશમીનો દીવસ દવે લાલશંકરને, સુરત શેહેરના રહીશોને, ને વળી ઘણું કહેતાં આર્ય ભૂમિમાં વસતા સર્વ આર્ય આર્યાને માહા આનંદ સહીત કંસાર રાંધવાનો હતો. કવિ રાજેંદ્ર નર્મદનો જન્મ તે દીવસે શાંત પવનની લેહેરોની વખતે થયો. કવિતાની કિર્તિરૂપી નર્મદ કવીશનો જન્મ સુરતની ભાગ્યવંત ભુમિમાં થયો. ઓ ભાગ્યવંત જનેતા તારી સોહામણી કુખને ધન્ય છે! ઓ નાનીગવરી! જેમ કૌશલ્યાની કુખે રામચંદ્ર, રે વિષ્ણુ દેવે જન્મ લીધો હતો, તેમ તારી ઇશ્વર ભક્તિથી તને ખરો મણિ જડ્યો હતો. કવિની માનું નામ નાનીગવરી હતું પણ તેને ઘણુંખરૂં રૂક્ષ્મણિ કહી બોલાવતા. પ્રતિષ્ટીત પીતામાતાનો પુત્ર પ્રતિષ્ટીત થાય એમાં શી નવાઈ?

આ જગતમાં જે સ્ત્રીઓ કપટશૂન્ય જ્ઞાની અગર અજ્ઞાની હોયછે, તેને આવાં રત્ન જડેછે. રૂક્ષ્મણિ કપટ શુન્ય અને ભાવિક ભક્ત હતાં, તેમના પ્રતાપે આપણી આર્ય ભૂમિમાં **સ્વદેશાભિમાન** શબ્દ ચાલ્યાં કરેછે. માટે ઓ જનેતાઓ! તમે કપટ તજી શાંત સ્વભાવનાં થાઓ જેથી તમારાં વહાલાં છોકરાં શૂરવીર, હીંમતવાન અને સ્વદેશ ભક્ત નીવડે. રે આ આર્ય ભૂમિના દુઃખમાં ઘટાડો કરે. કવિ નર્મદાશંકરને નાનપણમાં રેમવાનો શોખ ઘણો

હતો; તેઓ વારંવાર પોતાના મિત્રો જોડે પિતાથી છાના માના રમવા જતા રહેતા. પરંતુ રમતી વેળા તે સહુની અગ્રેસર રહેતા. તેમના મગજમાં સ્વતંત્રતાના વિચારો નાનપણથીજ આવેલા હોય તેમ તેઓ રમતી વેળા કોઈ પણ બીજાને તાબે રહેતા નહીં. "પૂત્રનાં લક્ષણ પારણામાં થીજ જણાય." કવિને પરતંત્રતાનું મુખ જોવું ગમતું નહીં પણ સ્વતંત્રતાના સુખમાં મહાલવામાં તેઓ ઘણો આનંદ માનતા. આ ઉપરથી સાબીત થશે કે જેમ જેમ માણસ મોટું થતું જાયછે તેમ તેમ તેના નાનપણના વિચારો મજબૂત થતા જાયછે. ઇંગ્લાંડનો કેપ્ટન નેલસન જ્યારે દશ વર્ષનો હતો ત્યારે તે જાણતોએ નહતો કે ભય એ શું ચીજ છે, આજ વિચાર આગળ જતાં ઘણો મજબૂત થયો હતો! સારાં માણસોને સારૂં સારૂં આવી મળે છે. લાલશંકર દવે ઉત્તમ પુરૂષ હતા તો તેમને રૂક્ષમણિ, નર્મદ, લક્ષ્મિ, પ્રતિષ્ઠતા વિગેરે સુખદાયક સાધનો મળ્યાંહતાં.

શ્લોક (વસંતતિલકા)

प्रीणातियः सुचरितैः पितरं सपुत्रो
यद्भर्तुरेव हित मिच्छति तत्कलत्रम् ।
तन्मित्र मापदि सुखेच समक्रियंय-
देत त्रूयं जगति पुण्य कृतो लभन्ते ॥

અર્થ—જે પોતાનાં સારાં કર્મ વડે મા બાપને ખુશી કરેછે તેજ પુત્ર છે, જે પોતાના સ્વામીનું ભલું ઇચ્છે છે તેજ સ્ત્રી છે; જે સુખમાં ને દુઃખમાં સમાન સહાય છે તેજ મિત્ર છે; આ ઉપર કહેલાં ત્રણ જગતમાં સારા માણસને મળે છે. દવે લાલશંકરનો ગ્રહસ્થાશ્રમ વખાણવા

લાયક હતો. તેમણે નર્મદાશંકરને એક ગામડી નિશાળે મૂક્યા પછી પુત્રને ઉપવીત સંસ્કાર કર્યો. પછીથી લાલશંકર દવે મુંબઇમાં આવી રહ્યા. ત્યાં તેમણે પોતાના પુત્રને એલ્ફીસ્ટન સ્કૂલમાં દાખલ કરાવ્યો. તે નિશાળમાં નર્મદાશંકરે ઇંગ્રેજી ભાષાનો સારો અભ્યાસ કર્યો. સત્તર વર્ષની ઉમરે તેમણે સ્કૂલ છોડી રાંદેરની નિશાળમાં ત્રીસ રૂપીઆને પગારે પેહેલવેહેલી નોકરી લીધી; ત્યાં થોડી મુદત નોકરી કર્યા બાદ તેઓ પોતાની પ્રિય જન્મભૂમિ સુરતમાં પચાસ રૂપીઆને પગારે નિમાયા. જન્મભૂમિમાં પોતાની સ્થિતિ જોઇ કવિ ખુશી થવા લાગ્યા, એટલામાં તેમની બદલી મુંબઇની એલ્ફીસ્ટન સ્કૂલ કે જેમાં તેમણે પ્રથમ અભ્યાસ કર્યો હતો તેમાં થઇ. કવિને નાનપણથીજ પરતંત્રપણું ગમતું નહીં.

તેઓના વિચારો સ્વતંત્રતાનાજ હતા. કવિતાની લેહે પણ લાગી હતી. સ્વદેશાભિમાન પણ ઝાઝું વ્યાપી રહ્યું હતું એટલામાં કવિએ નોકરીનું રાજીનામું આપ્યું. તેઓએ પરતંત્રપણામાં ઘણીજ નાખુશી બતાવી. તેઓના મનમાં હતું કે નોકરી, રે દાસત્વપણું તો કદી કરવુંજ નહીં. આ ટેક તેમણે જાળવવાને બહુ ઇલાજ કર્યા, પણ લક્ષ્મી સેહેજસાજ બાકી રેહેવાથી અને પોતાના પ્રિય મિત્રોની મહા વિનંતીથી તેમણે શેઠ ગોકળદાસ તેજપાળના ધર્માદા ખાતાનું સેક્રેટરીપણું લીધું. કવિતા લખવામાં તેઓ ઘણો વખત ગાળવા લાગ્યા. દીવસે દીવસે તેમની કવિતા ઘણીજ ઉત્તમ થતી ગઇ અને તેઓ આખરે એક ગુર્જર કવિ અને કવિરાજ થયા. સ્વદેશીના ભલા માટે અને આર્યભૂમિના હીત માટે કવિ નર્મદ ઘણા મચ્યા રેહેતા. એલ્ફીસ્ટન સ્કૂલની માસ્તરની નોકરી છોડ્યા પછી રાવસાહેબ મોહનલાલ રણછોડદાસ અને રા. સા. પ્રાણલાલ મથુરા-

દાસના હાથ નીચે બુદ્ધિવર્ધક સભા ચાલતી હતી તેમાં તેઓ અગ્રેસર થયા અને સંન ૧૮૫૧માં તેને પુનઃ સજીવન કીધી. સન ૧૮૫૩માં બુદ્ધિવર્ધક ગ્રંથ એ નામનું માસિક પત્ર ચાલતું કીધું. સભાની અંદર તેઓ કવિતાઅને ગદ્ય એવી છટાથી અને રસીક રીતે બોલતા કે તેમના ભાષણની ખબર સાંભળી લોકોનાં ટોળેટોળાં તેમનું ભાષણ સાંભળવાને મળતાં. આ વખતે કવિ તરીકે તેમની ખ્યાતિ સારી ચાલી. જેમ સૂર્યનાં કિરણો પ્રભાત થતે પૃથ્વી ઉપર તેજોમય થતાં પથરાઈ જવા માંડેછે તેમ કવિ નર્મદની કાવ્યશક્તિએ તેમની કિર્તિ ગુર્જર દેશમાં ફેલવવા માંડી. છટા વિના ભાષણ શોભતું નથી. ભાષણ દીપાવવાને છટા મુખ્ય સાધન છે.

ઓ છટા! તારા શિવાય ભણેલા મહા વિદ્વાન પણ અવક્તા ગણાય છે. અવિદ્વાન પણ તારી સહાયતાથી જગત પ્રસિદ્ધ થાયછે. માટે હવે તું આર્યોમાં પ્રવેશ કરી આર્યોને જાગૃત કર.

કવિરાજ નર્મદાશંકરે જ્ઞાની હતા અને વળી છટાદેવી તેમને સહાય હતાં એટલે જ્યારે તેઓ સભામાં ગદ્ય બોલતા કે પદ્ય ગાતા ત્યારે હદ વળી જતી. વક્તાની રસીકતાથી શ્રોતાઓ વારંવાર કરૂણા સાગરમાં અને વીરસાગરમાં સ્થિતિ રૂપે મન દ્વારાએ પ્રવેશ કરતા.

મુંબઇમા કવિની કિર્તિ એટલીબધી હતી કે અસંખ્ય સ્ત્રી પુરૂષો તેમને જોવાને ટમટમી રહ્યાં હતાં. કવિની વાચાથી અજાણ્યા માણસો તેમને બોલતા સાંભળવાને ઘણા આતુર હતા. ઓ કાવ્યશક્તિ તારી કૃપાથી નર્મદની કિર્તિ કેવી જલદી ફેલાવા લાગી! વાણીની રસીકતા એ એક ઉત્તમ અલંકાર છે. કદ રૂપી માણસ પણ બોલવાની મીઠા-

શથી રૂપવાનના જેટલી પ્રસંશાને લાયક થાયછે. વિદ્યાવિલાસી કવિ ઘણો શરમીંદો ન હોવાથી અને છટાના યોગથી સારી કિર્તિ પામ્યો છે. આ ઉપરથી પણ સાબીત ન કરતાં ઉઘાડુંજ છે કે છટા એ એક કવિને પોતાનોજ અલંકાર છે.

કવિરાજ નર્મદાશંકરનું પહેલી વારનું લગ્ન ઘણુંકરી બાર તેર વર્ષની ઉમ્મરે થયું હતું. તેમની પહેલીવારની સ્ત્રીનું નામ નાનીગવરી હતું, અને તે સ્ત્રીથી તેમને બે પુત્ર થયા હતા; તેમાંનો મોટો પંદર વર્ષની ઉમરે, અને બીજો બાળપણમાંજ મરી ગયો હતો—

અરે દૈવ! તારા કોપ આગળ માણસ જાતનો શો ઉપાય છે. માણસ જ્યારે ચઢતી કળાએ હોયછે ત્યારે તેને કંઈ પણ પ્રકારનાં વિઘ્ન નડ્યા વિના રહેતાં નથી. અને તેથી તે શોક સાગરમાં ડુબી જાયછે. પરંતુ આપણા કવિ નર્મદ ધીર પુરૂષ હતા તેઓ પુત્ર વિયોગથી દીલગીર તો ઘણા થયા પણ તેઓ ઘણા ગભરાયા નહીં. અને દૈવયોગનો વિચાર ધારણ કરી તે વિઘ્ન વિસારી મૂકવાનો નિશ્ચય કર્યો. આ વિનાશથી મૂક્ત થવાને તેમણે સંને ૧૮૬૧ની સાલમાં બીજી વારનું લગ્ન કીધું. આ વખતે તેમની બીજીવારની સ્ત્રી ડાહીગવરી નવ વરસની હતી. સને ૧૮૬૯માં સુધારાનું વાજુ ભારે પણ મીઠાસુરમાં વાગતું હતું, મતલબ કે સુધારાનો પવન સારો ફુકાયો હતો. આપણો સ્વદેશી કવિ સુધારાના સૈન્યનો સેનાપતિ હતો. ધન્યછે તેવા ધીર પુરૂષને કે જેણે દુઃખની વેળાએ પણ ધૈર્ય છોડયું નથી, અને પોતાના ખરા માર્ગમાંથી એક ડગલું પણ આઘું ભર્યું નથી. કવિ નર્મદાશંકર પુનર્વિવાહના એક દ્રઢ મદદ કર્તા હતા. તેથી તેઓ પુનર્વિવાહ કરવાને લોકોને ઉશ્કેરતા,

મોટી સભાઓમાં તે વિષય ઉપર ભાષણ આપતા, અને અનેક પ્રકારે લોકોને સુધારામાં લઈ જવા એ તેમનો તે વખતનો મત હતો. કેટલાક ભાષણ કર્તાઓ એવા હોયછે કે તેઓ જે બાબત વિશે સભામાં ભાષણ આપેછે, તે બાબતને અનુસરી તેઓ પોતેજ ચાલતા નથી; પરંતુ કવિરાજ નર્મદ ફક્ત લોકોને કહેતા એટલુંજ નહીં પરંતુ પોતાના કહેલા પ્રયોગો જે ઘણા વર્ષથી કુધારાના અંધારામાં પડી રહેલા હતા તેમને કરી બતાવતા; આ કારણથી તેમણે સન ૧૮૬૯ ના પાછલા ભાગમાં સુભદ્રા ઉર્ફે નર્મદા ગવરીની સાથે સુરતમાં રૂઘનાથ પરામાં કેટલાક બ્રાહ્મણોને બોલાવી યથાવિધિ પુનર્વિવાહ કર્યો.

આપણા હીંદુલોકોમાં ધારોજ છે કે જ્યારે કોઈ માણસ લોકરિવાજની વિરૂદ્ધ કંઈપણ કાર્ય કરે ત્યારે ન્યાય અન્યાય વિચાર્યાવિના તેની નિંદા કરવી. એ રિવાજને અનુસરીને તેમના ન્યાતિલાઓ તથા બીજા લોકોએ શોર બકોર કરી મૂક્યો, તથા કવિ નર્મદને ઘણી ધમકી બતાવી; પરંતુ કવિ એટલા તો ધૈર્યવાન હતાકે તેઓ લોકોના આ કકલાણથી તથા ધમકીથી જરાપણ ડર્યા નહીં; આવી વખતે ધૈર્યવિનાનો જન ગભરાઇ જાય છે, પણ કવિ ધૈર્યવાન હોવાથી એમને એ વાતનો કશો પણ ડર નહતો. ડાહીગવરીથી તેમને બે સંતાન થયાં હતાં. તેમાંનો એક જયશંકર નામનો તેમનો પુત્ર પંદર વર્ષની ઉમ્મરનો હયાત છે. અને બીજો ઘણુંકરીને નાની ઉમ્મરમાંજ મરણ પામ્યો છે.

જન્મ મરણ એતો ચાલતાં છે એવું સમજી કવિ તેથી ગભરાતા નહીં. કવિ નર્મદને તેમના ધૈર્ય માટે ઘણીજ સાબાશી ઘટે છે. ઓ પરમેશ્વર! અમને આવા ધૈર્યવાન પુરૂષોનો સમાગમ ક્યારે કરાવીશ? કવિ નર્મદાશંકરના પુનર્લ-

ગતથી લોકોમાં તેમની નિંદા અને પ્રસંશા બંને ચાલતાં હતાં પણ તેઓ જરા ડગ્યા નથી, અને વારંવાર બોલતા કેઃ—

શ્લોક (વસંતતિલકા.)

निन्दन्तु नीति निपुणा यदि वास्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वायथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरेवा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

**અર્થ**—નીતિમાં નિપુણ એવા પુરૂષો (મારી) નિંદાકરે અથવા પ્રસંશા કરે, લક્ષ્મી આવે અગર તેની મરજી પ્રમાણે જતી રહે, મરણ અત્યારે થાય કે એક યુગ પછી થાય, પણ (હું) ધીર પુરૂષ (મારા) ખરા દ્દઢ રસ્તામાંથી કદી ડગનાર નથી.

આ ઉત્તમ કવિના દ્દઢપણાને માટે તેઓ ઘણી પ્રસંશાને લાયક છે. આવા આવા ધીર પુરૂષો જો આ ભારત ભુમિને મળે તો મંગળ દિવસ આવતાં શી વાર ? આર્યો ! પોતાનું મન દ્દઢ રાખવું એ સહેલું કામ નથી; મન દ્દઢ ન રહેવા દે એવી ચીજો આ જગતમાં ઇશ્વરે ઘણી મૂકેલી છે; તેથી ધૈર્ય શુંન્ય પુરૂષતો ઝટ ભુલો પડેછે, પણ જેનું દ્દઢ મન ધૈર્યપણાથી સચવાયછે તે પોતાનો ટેક અને પણ જાળવી શકે છે. આર્યો! આપણે આ ગુણ મેળવવાને થોડો થોડો તો યત્ન કરવો જોઇએ.

ખરેખરૂં કહીએ તો કવિરાજ નર્મદાશંકરે ૧૮ વર્ષની ઉમ્મરથી ભાષણ કર્યા, ગ્રંથકર્યા અને કવિ તરીકે બહાર પડવા માંડ્યું હતું. અજાણ્યો માણસ પણ તેમની સાથે વાત પ્રસંગથીજ કહી શકે કે તેઓ કવિ હશે. મહા

પુરૂષથી સ્વદેશ શોભી રહે છે. આર્યભુમિમાં અસંખ્ય મહા પુરૂષ થયા હતા તેમાંનો એક કવિ નર્મદ હતો. સને ૧૮૫૬ ની સાલમાં એમને બુદ્ધિવર્ધક સભાના પ્રમુખ ઠરાવ્યા. અને ત્યારથી તેમણે બધાં મળી બુદ્ધિવર્ધક સભામાં ૨૧ ભાષણો આપ્યાં. તેમના કવિપણાથી જેઓ અજાણ્યા હતા તેઓ અને પરદેશથી મુંબઈ વ્યાપાર રોજગારને અર્થે આવેલા કવિને ભાગ્યેજ ઓળખતા હતા, તેઓએ પણ રાણી વિક્ટોરિઆના *રાજ્યાભિષેકને દિવસે ઓળખ્યા- મોટા મેદાનમાં અસંખ્ય શ્રોતાઓથી ભરેલી સભામાં તે- મણે કવિતા વાંચી ઘણી સાબાશી મેળવી હતી. મહા પુ- રૂષો જ્યારે ત્યારે પ્રખ્યાત થયા વિના રહેતા નથી. સ્વદે- શાભિમાની સ્વદેશને માટે ગમે તેવું ભારે કાર્ય પણ વખતે સ્વહસ્તે લેછે. કવિરાજ નર્મદ એક મહા પુરૂષ હતા. આ- ખી જીંદગીમાં તેમનાં ભાષણોનો નંબર ૧૧૨ની મોટી સં- ખ્યા થાયછે. આ સિવાય તેમણે મુંબઈની જ્ઞાન વર્ધક સભામાં ઘણાં ભાષણો આપ્યાં હતાં. જ્યારે તેઓ પોતાની જન્મભુમિ સુરત આવતા ત્યારે ત્યાંના સ્વદેશહિતેચ્છુ સ- ભામાં પણ ઘણાં ભાષણો આપતા.

કવિરાજ નર્મદાશંકર પોતાના સ્વદેશની સેવા બજાવવા ને પછાત રહેતા નહીં. વળી તેમણે પોતાના ઘર આગળ ઘણી સભાઓ ભરી ઘણાં ભાષણ આપ્યાં હતાં આપણી ગુર્જર ભાષા રૂપી ક્ષેત્રનો તે ખરો ક્ષેત્રકાર હતો એવું લ- ખવાને જરા પણ આનાકાની જેવું લાગતું નથી. પુનર્વિ- વાહ અને સંસાર સુધારાનાં બીજાં કામો વિશે કવિએ જેવી ઉલટ બતાવીછે, તેવી ઉલટ હજી સુધીમાં કોઈ પણ કવિએ બતાવી હોય એવું જણાતું નથી.

---

* જ્યારે રાણી વિક્ટોરિઆએ કૈસરે હિંદનો કીતાબ ધારણ કરી હીંદુસ્તાનનું રાજ્ય સ્વહસ્ત લીધું ત્યારે.

માહારાજ લાયબલ કેસમાં પ્રખ્યાત કરસનદાસ મૂળજી ની સાથે રહી તેમને ઘણી સારી મદદ આપી હતી. દુરાચારી ધર્મ ગુરૂઓનાં (માહારાજોનાં) કુ કૃત્ય ઉઘાડાં પાડવામાં તેમણે કાંઈ બાકી રાખી નહતી.

જદુનાથજી માહારાજ સાથે તેમણે ધર્મ સંબંધી ઘણો વાદવિવાદ ચલાવ્યો હતો. પુનર્વિવાહનો નિર્ણય કરવા જ્યારે એક સભા બોલાવવામાં આવી હતી ત્યારે કવિરાજ નર્મદાશંકર અને કીસનબાવા બંને ત્યાં ગયા હતા; આ વખતે જો કીસનબાવા સાથે ન હત તો વૈષ્ણવોએ કવિરાજ નર્મદને મારવા પણ હામ ચલાવી હત. કવિરાજ નર્મદાશંકરે જ્યારે ગુરૂ અને સ્ત્રી તથા દુરાચારી ગુરૂ એવા બે નિબંધો બહાર પાડ્યા ત્યારે વૈષ્ણવો જે મિથ્યાભિમાન ધરાવતા હતા, તેઓનાં મોં ઝાંખાં ઝટ પડી ગયાં.

નિતિ શુન્ય પંડિતો જ્યારે વાદવિવાદ કરેછે, ત્યારે તેમાંથી વખતે જીભાળી ગાળો ઉપર આવી જઈ વઢી પડેછે, ને સારા પરિણામને બદલે ઉલટું ખોટું પરિણામ નીપજાવે છે. તેઓની પંડીતાઈ અને વાદવિવાદ ઉપર ધૂળછે.

કવિરાજ નર્મદ એવા નીતિશુન્ય પંડિતો જોડે વાદવિવાદ કરતાં બહુ સાવધ રેહેતા કે રખે તેઓ મિથ્યાભિમાનીઓ પોતાનું ન ફાવતાં હંગામો કરી મૂકે. સન ૧૮૬૪-૬૫ની સાલમાં તો કવિ એટલા બધા ઘુમતા કે નાના બાળકથી તે વૃદ્ધ સુધી સર્વના મોંમાં નર્મદ કવિ એ નામ રમી રહ્યું હતું. ધન્યછે તેવા સુજન સમૂહ પ્રીય મહા પુરૂષને અને આનંદી જીવને! શાણા આર્યો! આપણી આર્ય ભૂમિની ઈંદ્રપુરી જે મુંબઈ, તેનું તે ખરેખરૂં ભુષણ હતું. તેણે મુંબઈ અને પોતાની જન્મભૂમિ સુરતની શોભા અને માન વધાર્યાં છે. અને 'નર્મદાશંકર' એ શુભ નામનો મહિમા તેણે વધાર્યો છે.

રંગભૂમિના મહોત્સવને માટે આતુર તે ઉત્તમ કવિ આપણા દેશનો એક કીમતી મણિ હતો!

મુબઇમાં જ્યારે શેર સટ્ટાનું જોર જાગ્યું હતું ત્યારે કવિ બીજાની માફક મીથ્યા લોભમાં ન લલચાતાં તેથી વેગળા રહ્યા. તેમના એક મિત્રે તેમને બહુ આગ્રહ કરી રૂ૭૦૦૦)નો એક શેર પોતાની જન્મગાંઠને દિવસે બક્ષીસ આપ્યો, પણ કવિએ તે વેચી નાખ્યો અને પોતે તો કવિતા લખવાના ઉદ્યોગમાંજ રહ્યા.

સન ૧૮૬૪નો સાલમાં કવિના પિતા લાલશંકર દવેનું મરણ થવાથી કવિ નર્મદ હવે સંસારી ખટપટમાં પડ્યા, મતલબ કે તેમને સંસારી વેહેલમાં જોડાવું પડ્યું. તે વખતે તેમને રૂ૩૦૦૦૦) ત્રીસ હજારની પુંજી વારસામાં મળી હતી, પણ તે સઘળી તેમણે કવિતાનાં પુસ્તકો પ્રગટ કરવામાં ગુમાવી દીધી. ઉડાઉપણું એક દુર્ગુણ છે; ઉપલા વૃત્તાંતથી વાચનાર જો એમ ધારશે કે કવિ નર્મદ ઉડાઉ હતા; પણ તેઓએ ઉડાઉપણું ફક્ત સ્વદેશ જે પોતાની સ્વભુમિ છે તેના કલ્યાણને માટે વાપર્યું છે. માણસો વખતે સ્વધર્મને માટે પોતાની અધિ પુંજી ધર્મના કામમાં અર્પણ કરેછે. કવિ નર્મદ સ્વદેશનું કલ્યાણ ઇચ્છવું એને ધર્મ ધારતા હતા (અને સ્વદેશનું કલ્યાણ ઇચ્છવું એ દરેક માણસનો સ્વદેશ પ્રત્યે ધર્મ છે) માટે રૂ૩૦૦૦૦) ત્રીસહજાર તો શું—પણ ૩૦૦૦૦૦૦) ત્રીસ લાખ રૂપીઆ સ્વદેશના કલ્યાણને માટે ખરચી નાખે. આતો મહાપુરૂષનું લક્ષણજ છે. ધન્યછે તેવા શૂર,વીર, ધીર અને ઉદાર દીલના પુરૂષને!

કવિરાજ નર્મદના ધર્મ સંબંધી વિચારોના બે ભાગ પડી ગયાછે કારણકે તેઓએ ધર્મનાં સ્વરૂપ વારે ઘડી

બદલી નાખેલાં છે. તેમના છેલ્લા ધર્મના સ્વીકાર ઉપરથી સુધારાવાળાઓ જેઓ ધર્મની બાબતમાં જરા કમ વિચાર કરવાને વારંવાર પ્રકૃતિયોગે જાયછે તેઓમાં કવિરાજ નિંદારૂપ થઈ પડ્યા હતા. આ ઉપરથી કોઈ પણ સુધારાવાળાએ એમ નહીં ધારવું કે આપણી તર્કશક્તિ કમીછે એમ લખ્યું, પણ એટલુંતો ધારવું કે ધર્મની બાબતમાં આપણે કોઇની નિંદા કરવી એ ભુલછે, અને કુધારા તથા કુ સંપનું મૂળ આપણેજ ઓટાડીયેછીએ. હું ધર્મ પાળુછું એજ ખરોછે એવું ધારી બીજાના ધર્મને ભ્રષ્ટ કરવા જેઓ ધારેછે, તેઓ અક્કલવાન છતાં તેમની અક્કલ મગજની પેટીમાં કંજુસાઇથી ભરી રાખેલી સમજવી. દેશમાં સુધારો કરવો એ મહા પુરૂષનું કામછે, પણ સુધારો કરતાં બીજાના ધર્મને હરકત કરવી એ કંઈ મહાપુરૂષનું લક્ષણ નથી. એથીતો ઉલટો કુસંપ આપણામાંજ પેસેછે અને સ્વદેશનું અકલ્યાણ આપણે હાથેજ કરી લઇએ છીએ. માટે ઓ સુધારાવાળાઓ! તમે સ્વદેશને માટે બહુ મચો, સ્વદેશમાં સુધારો દાખલ કરો, પણ તમે ધર્મની બાબતમાં કોઈની વચ્ચે પડશો નહીં કે નિંદા કરશો નહી. હું લખનાર સુધારાવાળાને મળતોજછું, પણ ધર્મની બાબતમાં મારા વિચાર સુધારાવાળા કરતાં ઘણાજ જૂદાછે. કોઈ વાંચનાર વળી એમ કહેશે કે જ્યારે ધર્મની બાબતની નિંદા ન કરવી ત્યારે કવિ નર્મદાશંકર વલ્લભમતની સામે કેમ થયા હતા. પણ જુઓ, તે ધર્મના ગુરૂઓ કુકૃત્ય કરનારા હતા; તેવા ગુરૂઓથી ધર્મ પાળનારાઓએ દૂર રહેવુંજ જોઇએ કારણકે–

ભુજંગી.

કૃતઘ્નીકુવાતી પરસ્ત્રી વિહારી;કરો વિપ્ર લોભી ન ધર્મા
ધિકારી.

વળી એવા દુરાચારી ગુરૂઓના ધર્મનિશાન નીચે રહી દેશપ્રદેશમાં અને મહા પુરૂષોમાં આબરૂ ખોવી એ પણ શરમની વાતછે. મિથ્યા ધર્માભિમાનીઓ પોતાના ગુરૂનો દુરાચાર ન જોતાં દુરાચારી પાસે આચાર લેવા જતા. સ્વદેશમાં આવું અંધારૂ કપોળ કરસનદાસ અને કવિરાજ નર્મદાશંકરથી ન સહેવાયું, અને તેથી તેઓ વલ્લભમતની સામા થવા હતા.

સંવત ૧૯૩૧ ની સાલથી તેમણે વેદ ધર્મનું સંશોધન કરવા માંડ્યું. સંવત ૧૯૩૩ માં તેઓએ દયાનંદ સરસ્વતી ના ધર્મ સિદ્ધાંત ગ્રહણ કર્યા, પણ સંવત્ ૧૯૩૫ માં તો તેમના વિચારો દયાનંદ સરસ્વતીથીએ વિરૂદ્ધ થયા. કવિ નર્મદાશંકરના રચેલા ધર્મ વિચાર નામના ગ્રંથનું અવલોકન કરવાથી ધર્મ વિષે તેમના ઊંડા વિચારો માલમ પડેછે.

કવિરાજ નર્મદાશંકરે ઘણાં પુસ્તકો રચ્યાંછે. તેમાંનાં મુખ્ય તથા પ્રસિદ્ધ મારા જાણવામાં આવેલાં તે નીચે પ્રમાણેછે.

## નર્મકવિતા.

એ પુસ્તકના બે ભાગ કવિ નર્મદાશંકરે સન ૧૮૬૬ માં પ્રસિદ્ધ કર્યા. આ પુસ્તક વાંચવાથી જગતની ચિત્ર વિચિત્ર રચનાઓનાં ચિત્ર ખરા ખુબી સાથે માલમ પડેછે. ભિન્ન ભિન્ન વિષયોનાં અન્ય વિષય રૂપે લાગણી કરી સંસારી વાતનું ભાન કરાવે, એવી રસીક કવિતાઓ અંદર વાંચવામાં આવેછે.

## કૃષ્ણાકુમારી.

એ નાટક રૂપે ત્રણ અંકી ગ્રંથછે. એ વાંચવાથી કવિતાના કેટલાક રસ અને વિવેચન કરેલું ગદ્ય વાંચવાથી વાંચન શક્તિ વધી હુશીઆરી આવેછે.

### ૮ સીતાહરણ.

રામની પતિવૃતા સ્ત્રી સીતાનું રાવણે હરણ કર્યું, તે વખતની સીતાની લાગણીઓનો અદ્‌ભૂત ચિતાર બતાવેલોછે.

### ૮ દ્રોપદીદર્શન.

પાણ્ડવોની સ્ત્રી દ્રૌપદીના ભિન્ન ભિન્ન ગુણ સ્વરૂપોનું એ પુસ્તક દર્શકછે.

### ૮ સારશાકુન્તલ.

આ પુસ્તક વાંચવાથી ભાષા જ્ઞાન સારૂં વધેછે અને અક્કલવાનને શીક્ષણીયછે.

### ૮ ધર્મવિચાર.

કવિ નર્મદાશંકરના ધર્મ વિચારનું આબેહુબ ચિત્ર એ પુસ્કમાં આપેલુંછે અને એ પુસ્તક વાંચવાથી શબ્દ જ્ઞાન વૃદ્ધિ પામેછે.

વડોદરાના પ્રાચીન મહા કવિ પ્રેમાનંદના રચેલા નળાખ્યાનની કેટલીક પ્રતો મેળવી સારોદ્ધાર કરી પ્રસિદ્ધ કર્યું.

પ્રજાને પ્રાચીન પુસ્તકોનો લાભ આપવાને તેમણે દયારામ કૃતકાવ્ય; દશમસ્કંધ, પ્રેમાનંદ કૃત નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીત વિગેરેના પુસ્તકો પ્રગટ કર્યાં.

### નર્મકોષ.

સન ૧૮૫૯ થી ૧૮૭૦ સુધીમાં મોટો નર્મકોષ રચી બહાર પાડ્યો. આ મોટો અને શુભગ્રંથ રચવાથી કવિરાજેન્દ્રે ખરી કિર્તિ મેળવી છેકે જે કિર્તિ પ્રલય સુધીતો ઝળ ઝળ પ્રકાશવાનીજછે. મોટા ગ્રંથ બાધવા એ દૃઢ ચિત્તના અને ધીર પુરૂષનું કામછે. તેમણે બાર તેર વર્ષ લગી મંડી આ નર્મકોષ જેની ઘણીજ જરૂર હતી, તે પુરો પાડ્યોછે, એ તેણે આર્યા ઉપર અને ઘણું કરીને ગુજરા-

તીઓ ઉપર ભારે ઉપકાર કરેલોછે. ઇંગ્રેજી ભાષામાં ઘણાજ શબ્દ કોષ રચાયાછે અને આપણી ગુર્જરભાષામાં એક પણ કોષ ન હોવાથી કવિ નર્મદે મોટી તંગી દૂર કરી છે. ખરે ખર કવિરાજ નર્મદ ગુર્જરભાષાનો ક્ષેત્ર કાર કહેવાય.

વળી કવિરાજ નર્મદે **નર્મકથાકોષ** અને **નર્મવ્યાકરણ** નામના બે ઉપયોગી ગ્રંથ રચેલછે.

**બાળકૃષ્ણવિજય** નામનું તેમણે છેલ્લું પ્રાસાદિક પુસ્તક રચ્યું છે કે જે પુસ્તક લખતાં આ દુનિઆમાં તેમણે છેલ્લી કલમ ચલાવી છે.

વળી કવિ નર્મદે ૧૧૨ નિબંધો (ભાષણો) રચેલાંછે,. તેમજ તેઓ **ગુજરાતમિત્ર** અને **ગુજરાતી**માં વારંવાર ઘણા વિષય લખતા હતા.

### નર્મગદ્ય.

નર્મગદ્ય વિષે તો હું જેટલું લખું તેટલું ઓછું છે. કવિરાજેન્દ્ર નર્મદે આવા મહા ગ્રંથ રચી ઘણો વિજય કર્યો છે. વળી આવા મહા ગ્રંથ લખતાં તેમણે કેટલો વખત અને કેટલો શ્રમ વાપર્યો હશે તેની કંઈ સૂઝ પડતી નથી. નર્મગદ્ય લખીને કવિ નર્મદે પોતાની અમાપ વિવેચન શક્તિ અને તર્ક શક્તિ જણાવેલીછે; તેમાં ભારે ભારે વિષયો ઉપાડી ભારે ભારે લખાણ કરેલાંછે. ધન્યછે તેની ખંતી કલમને અને ઉદ્યોગી કરને !

કવિ નર્મદાશંકર આર્ય દેશની કેટલી દાઝ જાણતા, તે જાણવાને પણ નર્મગદ્ય વાંચવું લાયક છે. નર્મગદ્ય વિષે તો હું એમ પણ કહેવાને હીંમત ધરૂંછું કે, જો કોઈ વિદ્યાર્થી તેને અથથી તે ઇતિ સુધી બરાબર લક્ષ દઈ વાંચી અભ્યાસ કરે તો તે વિદ્યાર્થી એક ઘણા અનુભવી વિદ્વાન જોડે વાદવિવાદ કરતાં હઠે નહીં. સ્વદેશના ઉદય

માટે તેમણે નર્મગદ્યના દરેક વિષય લખ્યાછે. આનંદી અં-તઃકરણને પ્રિય થઈ પડે એવું એ નર્મગદ્યનું મહા પુસ્તક છે. એ પુસ્તક વાંચવાથી અણસમજુ નિતિવાન તથા વિચારવંત થાયછે અને સ્વદેશના કલ્યાણને માટે મથન કરવું એવું દરેક માણસના મનમાં આવેછે. વળી સ્ત્રીઓ એ પુસ્તક વાંચવાથી નિતિવાન થાયછે અને પતિવૃતા ધ-ર્મ પાળવાને પછાત રહેતી નથી. કવિ નર્મદના આ અ-માપ શ્રમનો બદલો તેની સુકિર્તિછે. સ્વદેશાભિમાન નિબંધ, ગુજરાતીઓની સ્થીતિ અને રાજ્યરંગ લખી કવિએ પો-તાની કલમને બેહદ યશ વાળી બનાવી દીધીછે. રામાયણ, મહાભારત, અને ઇલીયદના સાર લખી ગુર્જર પ્રજાને કથારસ પાન કરવાનું સેહેલું કરી ગયાછે. મહાપુરૂષોનાં ચરિત લખી તેણે ગુજરાતીઓને અમાપ શીખામણ આપેલી છે.

ધર્મ મૂર્તિકાળ-કામ મૂર્તિ-અર્થ મૂર્તિ કાળ અને મહા કાળ સ્વરૂપના અતિ વિચારે પણ હાથ ન લાગે એવા વિષયો લખી કવિએ પોતાની મહત્ શક્તિ બતાવીછે. ધ-ન્યછે તેવા દેવાંશી વીરને !

✓નર્મદ કવિ એક શાંત પ્રકૃતિના પુરૂષ હતા. નીડરતા, ધૈર્યતા, ચંચળતા, ઉદ્યોગી પણું, માયાળુ પણું, વિનયતા, મધુરતા, ગંભીરતા. ઉત્સાહપણું, રસીક પણું, જ્ઞાતાપણું દાતાપણું અને વકતાપણું એ તેમના સ્તુત્ય ગુણો હતા.
✓કાવ્ય શક્તિ, તર્ક શક્તિ, વિવેચન શક્તિ, વાચ શક્તિ અને સ્મરણ શક્તિ ઈ૦ તેમની વખાણવા લાયક શક્તિઓ હતી.

કવિરાજ નર્મદ સ્વદેશાભિમાની હોઈ સ્વદેશાભીમાનને લગતા ઘણા વિષયો તેમણે લખ્યાછે. પરતંત્રપણાને દૂર કરી

સ્વતંત્રપણાને માટે તેમણે લોકોને બહુ બોધ આપેલોછે.

સન ૧૮૮૬ ફેબ્રુઆરીની ૨૫ મી ને ગુરૂવારનો દીવસ આર્ય ભૂમિને મહાકઠીણ શોકનો વીત્યોછે. રે એ અમુલ્ય રત્ન જેને આપણે આર્ય ભૂમિનો બીજો કોહિનૂર કહીએ-છીએ, તેને આર્યભૂમિના ઉછંગમાંથી રે દુષ્ટ કાળ યવન ઝડપી ગયોછે. આર્યભૂમી હવે શોકનાં મોજાંથી છવાઈ ગઇછે. રે આપણો શુભેચ્છક નર્મદ કવિ સ્વર્ગે સીધાવી ગયોછે. અફસોસ! આર્યભૂમિને આ ભારે ખોટ ગઇછે. નર્મદ જેવાં અમૂલ્ય રત્ન એક પછી એક જવા માંડ્યાંછે. ઇશ્વર આગળ માણસનું શું ચલણછે? કાળનું ચિત્ર તો વિચિત્રછે. મર્ણ સમયે તેમની ઉમ્મર ૫૩ વર્ષ, ૫ માસ, અને ૧૨ દીવસની હતી. રે આ નર્મકાળ વીતી ગયો હવે બારીક કર્મકાળ ચાલશે.

ઓ પરમેશ્વર! મારી સ્વભૂમિ આર્યભૂમિ, રે જેનો પ્રકાશ હવે છેક ઉડી ગયોછે, તેમાં મહાવીરોનો તું જન્મ આપ, એવું હું તારી પાસે માગી લઉછું.

મારા આર્ય દેશમાં જયનો ઝંડો ચઢે અને તે વીરો આ-ભારતભૂમિને દુઃખના પંઝામાંથી મુક્ત કરે!!!

**! जयतु जयतु आर्योदय !**

૨૮-૬-૮૬ સ્થળ પેટલાદ

દવે. કાશીશંકર વિ. મુળશંકર.

**માલીનીવૃત.**

કલમ અનુભવોન્હે જો તથાપી લખ્યુંછે,
કવિ જીવન ચરિત્રે હામ ભીડી રચ્યું છે;
અતિ ક્રમિ લખ્યુંછે આ માનશો આર્ય જાદે,
ચરિત, વિરહ આદી સો રચ્યું પેટલાદે. ૧.

# નર્મદાવિરહ.



### ભુજંગીછંદ

અહો વિશ્વના માતને તાત દેવા,
સહુ આર્ય પુત્રો કરે ભક્તિ સેવા;
ભલા ઇષ્ટ સાચી અમારી પ્રીતિ છે,
તમારી કૃપાથી અમારો સ્થીતિ છે. ૧

અમે આર્ય પુત્રો થયા શૂર શૂન્ય,
અરે દેવ સુણો થયા શીદ મૂન્ય;
થજો મ્હાય સૌ પુત્રને એ રિતીછે,
તમારી કૃપાથી અમારી સ્થિતીછે. ૨

કદીજો તમારી કૃપા ન્હૈ થશેરે,
દરીદ્રી બની દુઃખમાં સૌ જશેરે;
પ્રભુ કાપજો આર્યની આ ભિતીછે,
તમારી કૃપાથી અમારી સ્થિતીછે. ૩

અસુરો હણી સુરને સુખ આપ્યાં,
સહુ સુર લોકે પ્રભુ નામ જાપ્યાં;
ખરા મોક્ષ માટે રૂડી એ રિતીછે,
તમારી કૃપાથી અમારી સ્થિતીછે. ૪

ઘણા ભક્તનાં કષ્ટ આપે હર્યાંછે,
જનો મોક્ષ વાળાં તમે તે કર્યાંછે;
કુડાને કુડીવાત આજે વિતીછે,
તમારી કૃપાથી અમારી સ્થિતીછે. ૫

અમે શૂર વીના થયા માન ભંગા,

ગયા દેવ નાઠા જશે દીવ્ય [1]ગંગા;
કળી કાળનાં ચિન્હની એ રિતીછે,
તમારી કૃપાથી અમારી સ્થિતીછે. ૬
પ્રભુ તેં કરી વસ્તુ તે ન્હે નકામી,
પ્રભુ તુંજ મોટો ગુણી જગ્ત સ્વામી,
કરો આર્ય સુખી પ્રભુ આ સ્તુતિ છે,
તમારી કૃપાથી અમારી સ્થિતિ છે. ૭
તમારી કૃપાથી સહુ જીવ જીવે,
તમારી કૃપાથી રહ્યું તેજ દીવે;
પ્રભુ આર્યની આપનામાં પ્રિતિ છે,
તમારી કૃપાથી અમારી સ્થિતિ છે. ૮
નરૂ પક્ષિને પ્રાણીઓ જગ્તવાસી,
સહુ નક્કી છે તાહરાં દાસ દાસી;
તમારી કૃપાથી સ્ત્રીયો કે સતી છે,
તમારી કૃપાથી અમારી સ્થિતિ છે. ૯
પ્રભુ જગ્ત આ દુઃખનો ઉદધી છે,
પ્રભુ તારજો પાર જ્યાં તો સુધી છે;
ઘણી અલ્પ આજે અમારી મતી છે,
તમારી કૃપાથી અમારી સ્થિતિ છે. ૧૦
ગયાં શસ્ત્રને બાયલા બ્હો થયા છે,
મણી દેશના દ્રવ્ય સાથે ગયા છે;
ભમે દેશમાં કામ સાથે રતી છે,
તમારી કૃપાથી અમારી સ્થિતિ છે. ૧૧
જશે ગાય જ્યાં વાછરાં ત્યાં જશેરે,
વળી મત્સ્ય પાણી વિષે તો હશેરે;
જહાં આપ ત્યાં પ્રાણીયોની ગતી છે,

[1] ગંગાનું માહાત્મ્ય તેર વર્ષ પછી જશે.

તમારી કૃપાથી અમારી સ્થિતી છે. ૧૨
ભલી વાડ વિના કહાં જાય વેલો,
હશે વાડ ન્હે તો જશે ભાંગી વે'લો;
પ્રભુ આશરાથી હયાતી ગતી છે,
તમારી કૃપાથી અમારી સ્થિતી છે. ૧૩
પ્રભુજી તમે આર્ય ભૂમી સુધારો,
જનો ઉદ્યમી તેહ મધ્યે વધારો;
પ્રભુ! પુત્ર પ્રિતિ તણી એ રીતી છે,
તમારી કૃપાથી અમારી સ્થિતી છે. ૧૪
પ્રભુ આર્યને સદ્ મતિ જ્ઞાન આપો,
પ્રભુ આર્યનાં કષ્ટ સંતાપ કાપો;
પ્રભુ ભાંગજો આર્યની જે ભિતી છે,
તમારી કૃપાથી અમારી સ્થિતી છે. ૧૫
થશે આર્ય દીનો જશે લક્ષ્મિ નાઠી,
થતાં આર્ય દુઃખી વલે થાય માઠી;
થશે ઉદ્યમી તો ભલી સદ્ ગતી છે,
તમારી કૃપાથી અમારી સ્થિતી છે. ૧૬
રહી પેટલાદે રચ્યો છંદ આ મેં,
સદા હર્ષથી વાંચજો સર્વ ઠામે;
પ્રભુ પાય લાગું ખરા ચિત્ત સાથે,
વિનંતી લખી સત્ય આ દાસ હાથે. ૧૭

---

### દોહરો.

વિરહ વ્યથાની કથા લખી, મથી દીવસ દશ બાર ;
કાશી શંકર કૃત્ય આ, વિરહ સુણો નર નાર. ૧૮

### શાર્દુલવિક્રીડિત વૃત.

આ પૃથ્વી સરિતા, સરો, પરવતો, આદીથી શોભાજછે,

વા'ણું, સાંજ, બપોર નામ ધરતો, શોભાળ સૌ કાળછે;
તેનો જે ઉપભોગ સ્હેલથી કરે, તે છે ખરો માનવી,
તેને જે ચિતરે ખરી ખુગિ થકી, જાણો ભલો તે કવી. ૧૯

—◦—

લલિતછંદ.

જગત આ બધું સુનકારરે, મણિ વિના અરે દુ:ખકારરે;
પ્રભુતણો અરે તર્ક આ કયો. કવિ મણી ભલો સ્વર્ગમાં ગયો. ૨૦
દુખદરૂપ આ દુનીયાં દીસે. અરર કાળનું ન્હે ચુક્યો [1]હીસે;
જરૂર ભાગ આ શ્રેષ્ટ પામીયો, કવિ મણી ભલો સ્વર્ગમાં ગયો; ૨૧
વિનયરૂપ તે શોભતો ઘણો, કવિ ભલો હતો આર્ય ભૂ તણો;
અરર ઓ પ્રભુ ! સદ્ય શું હણ્યો, કવિ મણી ભલો સ્વર્ગમાં ગયો.૨૨
અધિક જ્ઞાની તે કાવ્ય તાનીરે, અરર ક્યાં હશે આર્ય [2]જાનીરે;
વિગત શી લખું શોચ બાંધીયો, કવિ મણી ભલો સ્વર્ગમાં ગયો. ૨૩
દિલગિરી ઘણી આર્ય મંનરે, પતન શું થયું દીવ્ય તંનરે;
વિરહ તાહરો રે કવિ થયો, કવિ મણી ભલો સ્વર્ગમાં ગયો, ૨૪
તન મને ધને કાર્ય બ્હો કર્યાં, સકલ આર્યનાં દુ:ખ કૈ હર્યાં;
તદપિ હે પ્રભુ !શીઘ્ર મારીયો, કવિ મણી ભલો સ્વર્ગમાં ગયો. ૨૫
કવિ ધરો સહુ આર્ય યાદમાં, વિરહ આ લખ્યો પેટલાદમાં:
અચળ નામ આ નર્મનું ધરે, ઉદય માગીયો, કાશી શંકરે. ૨૬

નારાચ છંદ.

મહાજનો મણી સમાન રાનમાં સુતા જઈ,
અતી દુ:ખી, નલેશ સુખ વાત હીંદમાં થઈ;
વિચાર વાર વાર યાર દીલ મધ્ય થાયછે,
અરે મણી સ્વદેશથી વીદેશ આજ જાયછે. ૨૭
કવીરવી સમાન નર્મ આજ સ્વર્ગમાં ગયો,

---

૧ પોતાનો ભાગ અથવા ભક્ષ લેવાનું હે કાળ તું ન ચુક્યો. ૨ વાહાલો.

અધીક શોક દેશના ઘણા સુવર્ગમાં થયો;
વિયોગ તે કવી તણો સ્વદેશી દીલ લાગ્યોછે,
અરે મણી સ્વદેશથી વિદેશ આજ જાયછે. ૨૮
બનાવનાર, રક્ષકાર, મારનાર, અં પ્રભુ,
જીવાડનાર, કાઢનાર દુઃખ દૂર હે વિભુ,
અરે પ્રભુ શું ભૂલમાં મણી જનો મરાયછે,
અરે મણી સ્વદેશથી વિદેશ આજ જાયછે. ૨૯
વિનાશ ભાસ થાયછે, વસુ પ્રદેશ જાયછે,
પ્રવાહ લક્ષ્મિના વિષે પ્રદેશી લોક નહાયછે;
અરે તું કાળ હીંદના મણી સુખેથી ખાયછે,
અરે મણી સ્વદેશથી વિદેશ આજ જાયછે. ૩૦
કવી ગયાથી લોક શોક વાક્ય જો ઘણાં વદે,
ઘણું લખ્યું સ્વદેશકાજ આ વિયોગ નર્મદે;
ખરે ખરો સુવીર વિશ્વમાં કવી મનાયછે,
અરે મણી સ્વદેશથી વિદેશ આજ જાયછે. ૩૧
જગાડનાર જોધનો સુબોધ આપનાર તે,
વિરોધ ક્રોધ કાપનાર કાવ્ય ગુંથનાર તે;
રચેલ પુસ્તકે અધીક જ્ઞાન એ મનાયછે,
અરે મણી સ્વદેશથી વિદેશ આજ જાયછે. ૩૨
રસીક કાવ્યકારતે સ્વવાચ્ય ક્ષેત્ર કાર તે,
કસાઈ જીવ ચાલીયો દયા ન આણી મારતે;
ગરીબ કાવ્ય કાર મારતાં શું જીવ ચાયછે,
અરે મણી સ્વદેશથી વિદેશ આજ જાયછે. ૩૩
ખરો પોકાર પાડીને ચઢો સ્વ હીંદની હદે,
સુવીર ધીર વાર વાર યાર જો મુખે વદે;
લખ્યો વિયોગ ગુર્જરાત મધ્યમાં ચરોતરે,
જણાવીઓ સ્વશક્તિમાન હરત કાશીશંકરે. ૩૪

### મનહર.

આર્યા કહે આર્યને જો પ્રિય મારા સ્વામી નાથ,
પક્ષી સૌ આકાશમાં આ કેમ ઉડ્યાં જાયછે;
નરમદ ગયો તેને બોલાવા શું ઉંચાં જાય,
દીલગીર હશે કે મને તે મક લાયછે;
કાગડા કાકા કરેછે કહો મારા સ્વામીનાથ,
રડેછે તે સર્વકે ખુશીથી મુખે ગાયછે;
કાકા અર્થ કહાં કહાં, મુખે એમ બોલે માટે,
આપણી સાથે તે પક્ષી દીલગીર થાયછે. ૩૫
આર્ય કહે પ્રિય મારી સાંભળતું વાત નારી,
સાંજ પડી ચંદ્રમા આકાશમાં દેખાયછે;
દીલગીર હશે તેથી કાળા ડાઘ મધ્યો મધ્ય,
ધારણ કર્યા હશે એ નેત્રથી પેખાયછે;
અરેખાત નરમદ ગયો તેથી શરમીંદો,
પૂરવમાં આવતાં ન્હે પશ્ચિમમાં જાયછે;
આપણી સાથે જો પક્ષી દીલગીર થયાંછેને,
ચંદ્રમા થયો તે માટે દુઃખ ઉભરાયછે. ૩૬

### ભુજંગીછંદ.

મણી આર્ય ભુમી તણા આજ ખૂટે,
પડી ખોટ શી તે પ્રભુ ઘેર લૂટે;
દુખી હીંદની જો ધણી શુભ આશ,
કર્યો નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૩૭
સ્વદેશાભિમાની બહુ દુઃખ પામ્યા,
પ્રભુ તર્કથી અંતરે ગુજ જામ્યા;
હજી આર્ય ભુમાં ઘણીછે કચાશ,
કર્યો નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૩૮
થયો ગુલ દીવો ગયું તેજ નાઠું,

સરીતા જતી રે રહ્યું ખાલી બાંહું;
ગયો તેમરે આ મણીનો પ્રકાશ,
કર્યો નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૩૯

પ્રભુ શીદ રૂઠ્યો ઘણું થાય માઠું,
ભુમી આર્યનું સત્વ જો જાય નાઠું;
મીઠું દૂધ તેની થઈ ખાટી છાશ,
કર્યો નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૪૦
વિના અગ્નિએ આર્યનાં દીલ બાળે,
મણી ખોળી લીધો કુડા દુષ્ટ કાળે;
ગયા હોશ ઉડી પડીછે ફાંકાશ
કર્યો નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૪૧
ભલી ભાળ જાણી ગયો નર્મ નાઠો,
અરે આર્ય ભુમી તણો દીન માઠો;
કવિતારૂપી અશ્વની નાડો ખાશ,
કર્યો નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૪૨

કરી હોળીને નર્મ નાશી ગયોછે,
મહેતા નૃસિં' સાથ એ જે રહ્યોછે;
મળ્યા ન્નાતિલા તે જડ્યા પ્રેમ પાશે,
કર્યો નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૪૩
ગયો તે ખરા ન્નાનનો ચાખનારો,
ગયો વીરને શૂરના ક્યાં વિચારો;
સ્વદેશાભિમાની મને થઈ ખટાશ,
કર્યો નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૪૪
ગયો ન્નાનના અશ્વનો બેસનારો,
મુકી એ ગયો ગ્રંથનો એક ભારો;
રહી નર્મના નામની એ મીઠાશ,
કર્યો નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૪૫

ગયો આર્ય ભુમી તણો દઢ હાથી,
ગયાં શબ્દ રૂપી શરો સાથ બાથી;
રહ્યો નર્મના નામનો ફક્ત ભાસ,
કર્યો નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૪૬

કવિ તે હતો જ્ઞાનનો બ્હો વિલાસી,
ગયો ને રહ્યા આર્ય સર્વે વિમાસી;
થયો નર્મના દેહનો આજ નાશ,
કર્યો નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૪૭

ખરો હીંદુ તે ને ખરો શ્રેષ્ટ આર્ય,
કર્યા દેશ માટે ઘણાં એક કાર્ય;
ગયો નર્મ રે' કાવ્યરૂપી સુવાસ,
કર્યો નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૪૮

ખરો વીર તે આર્ય ભૂમધ્ય ભાળ્યો,
અરે આર્ય ભૂમી વધુ શું ન પાળ્યો;
ગયો નર્મ નાઠો મુકી નિજ લાશ,
કર્યો નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૪૯

રચ્યાં કાવ્ય ભારે ભલા નામ માટે,
ભલું જ્ઞાન આપ્યું લીધું કૈ ન સાટે;
ઘણી દૂર નાખી બુરી જે કુવાસ,
કર્યો નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૫૦

ખરો ગુર્જરાતી ખરો સુરતી તે,
ખરો તે કવી બુદ્ધિની મૂરતી તે;
[1]ગયો નર્મ નાઠો મુકી બાકી ઘાસ,
કર્યો નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૫૧

બહુ દીલગીરી થઈ ગુજરાતે,

૧ નર્મદ કવિ કે નરમઘાસ, સુકો ઘાસ કે નર્મદ લાશ.

[૨]જગાડ્યો બધો દેશ આ નર્મ વાતે;
વદ્યો નર્મ હું મુખથી આર્ય દાસ,
કર્યા નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૫૨
ભલો તે કવી ને ખરો શૂરવીર,
વળી શાંતતામાં પુરો તેમ ધીર;
થજો નર્મના નામનો ન્હો પ્રકાશ,
કર્યા નર્મદાશંકરે સ્વર્ગ વાસ. ૫૩

માલીની.

કવિ નરમદ છે ન્હૈ આજ આ દુનિઆમાં,
જીવ નરમદ નાઠો દેહ આ સુનીઆમાં;[3]
કવિ નરમદનીરે બંધ થૈ છે કવિતા,
દિલગિર ક્યમ ધું ન્હૈ શું ઉગ્યોરે સવિતા. ૫૪
અધિક સખત તાપે આજ આર્યો બળેછે,
કવિ અરિ રવિ ઉગી લાભ લૈ શું રળેછે;
રવિ તુજ અરિ પાછો સ્વર્ગમાં ઉગવાનો,
હરિફઈ કરશે તે જો નથી ચૂકવાનો;

ગીતિ.

કવિ નર્મદ શુરવીર તે, આર્ય તણો તે અધીક ઉપકારી;
વિરહ થવાથી વાગ્યો, ખર્ગ તણો ઘા અધિક જે કારી. ૫૬
નર્મદ નાશ થવાથી, દેશી દાઝ દિલગિરી ગિરી સમ છે;
આર્ય પ્રજાની ચઢતી, કવિ પ્રયાણે વિનાશથી કમ છે. ૫૭
સુભટ સુવીર હતો તે, સૈન્ય સુધારા તણો ખરો સાથી;
દેશ લાભમાં સુખછે, એમજ ગણતો તન મન ધન પાખી.૫૮
આર્યદેશ હીતેચ્છું, નર્મ ગયાથી થયા દુઃખી આર્ય;
વિરહ થયો ન ખમાયે, કાળ તુંજથી થયું કાળુ કાર્ય. ૫૯

---

૨. દીલગીરીની ખબરે કે નર્મદની કિતિરૂપી વાતે.

૩. સુની પડેલી દુનિયાં.

### ઇંદ્રવિજય છંદ.

નર્મદ નાશી ગયો જગથી દિલગીર થઈ ગુજરાત બધીરે,
દેશતણું અભિમાન ગયું અતિ નર્મદ નાશથી ઓટ વધીરે;
દુઃખની દાળ વિષે ઉભરાણ થયું જન આ અવધી અવધીરે,
ઈશ્વર કોપ શું આજ કર્યો થઈ આર્ય ભૂમાં સઘળી સખતીરે. ૬૦
નર્મદ નામ કવિ અતિ શ્રેષ્ટ હતો શણગાર ભલી ગુજરાતે,
નર્મદ દેશ તણા હિત શું સહતો સુખ દુઃખ ખરે નિજ જાતે,
ગર્વ હતો નહિ દીલ વિષે જરી, ખોટું ગણ્યું નહિ દેશની વાતે,
એ ઉપકાર ન આર્ય ભુલો ઉપકારી ખરો કવિ કોડ વશાતે. ૬૧

### મનહર.

નર્મ કોષ હોષ તારા આજ જોને ઉડી ગયા,
દોષ નથી તારો એતો રોષ જગરાયનો;
તારો નરમદ ગયો તા'રો નરમદ ગયો,
ઠામ ઠામ થયાં દીલગીરી રૂપ ગાયનો;
નર્મકોષ કઠ તારો ઘોષ ઘણો થયો સુણી,
સમાચાર તારા કરતારના વિદાયનો;
શોકાતુર થયો તેથી નિમકહલાલ ખરો,
જાણ્યો તારી દીલગીરી તણો મેં આ માજનો. ૬૨

### ઇંદ્રવિજય.

નર્મદ આજ ગયો તુજ દાદ હતો સુણનાર ખરેખર શૂરો,
દેશ તણો અભિમાની હતો વળી વાદ વિવાદ વિષે જન પૂરો,
નર્મદ કોષ શરીર તણો દિલગીરીથી રંગ થયો પણ ભૂરો;
નર્મદ સાથી ગયાથી થયો ભૂમી આર્યની આશ તણો ચકચૂરો. ૬૩

### દોહરો.

નર્મકોશ બેહોશ થઈ, થઈ દીલ દીલગીર;
કાળો જામો પહેરીઓ, કર મેલ્યો તગદીર. ૬૪

### મનહર.

અલી આર્ય ભુમી તારા પુત્ર નીરમાલ્ય થાય,
તોયે તારો ગર્વ ખોટો દિલથી ન ઉતરે;
મણી દેશ થકી જાય અન્નનો જો ખૂટી જાય,
જોને તારૂ ચીર ઝાલ્યું પરદેશી કુતરે;[1]
બળવાન પુત્ર તારા આર્ય ભુમિ પે'લાં હતા,
મોટા મોટા જંગમાં ઉમંગ ધારી ઉતરે;
નરમદ નાશી ગયો નિરમાલ્ય દેખી આર્ય,
જેઓનું ન જોર ચાલ્યું આજ કાચા સુતરે. ૬૫

### ઇંદ્રવિજય.

આર્ય ભુમિ અપવાદ પડ્યો શીર નર્મદ સત્વ ગયું ક્યમ નાઠું,
શો અપરાધ થયો તુજથી ભુમિ! ઈશ્વર કેમ કરે તુજ માઠું;
રે મણિ તુલ્ય ગયા તુજ પુત્ર થયું દિલ આ ભુમિમાં મુજ ખાટું,
જો સરિતા નીર સર્વ જતુ રહ્યું ખાલી પડ્યું ધૂળથી પુર ભાઠું; ૬૬

### ભુજંગી.

વિવેકી જનો સાંભળો વાત મારી,
દશાતો થઇછે તમારી નઠારી;
ગયા હીંદથી શ્રી બર્યા શેઠ હાથી;
પ્રભુ! શીદ માર્યા જનો શૈર્ય સાથી. ૬૭

હતા વીર તે સ્વર્ગ મધ્યે પધાર્યા,
પ્રભુએ ઘણા કાયરોને વધાર્યા;
જુઓ હીંદ નાઠા નિમેલી જગાથી,
પ્રભુ! શીદ માર્યા જનો શૈર્ય સાથી. ૬૮
ઘણા રાજ પુત્રો થયા છે અફીણી,
નથી જાણતા એ ખરી વાત ઝીણી;
બિધે આર્ય વંટોળ પો'ચેલવાથી,

---

૧ કાળયવન.

પ્રભુ! શીદ માર્યા જનો શૌર્ય સાથી. ૬૯
જુઓ બ્રહ્મપુત્રો થયા ભાંગ પીતા,
થયા કે અધર્મિ ખુણે નાખી ગીતા;
અરે ક્યાં ગયા કર્ણ ને રામ ભાથી,
પ્રભુ! શીદ માર્યા જનો શૌર્ય સાથી. ૭૦
અરે શું કર્યા આપનો જીવ વાલો,
અરે શીદ ઢોળ્યો વીરે પુર પ્યાલો;
થયા આર્યદિનો સ્વલક્ષ્મી જવાથી,
પ્રભુ! શીદ માર્યા જનો શૌર્ય સાથી. ૭૧
હતા ઉપયોગી શૂરા આ સમામાં,
ગયા તે, રહ્યા આ ખુશી સૌ દમ્યામાં,
અરે ના ડર્યા એ કુડા શર્મ ઘાથી,
પ્રભુ! શીદ માર્યા જનો શૌર્ય સાથી. ૭૨
ગઈ આબરૂ આપની આજ નાઠી,
દશા થૈ તમારી અરે આર્ય માઠી;
થયા કાયરો મોહ મધ્યે ફસ્યાથી,
પ્રભુ! શીદ માર્યા જનો શૌર્ય સાથી. ૭૩
સુણો જ્ઞાનવાળા ભણેલા ગણેલા,
સુણો પ્રીય દેશી સતીનાં જણેલા;
મચ્યો હીત માટે પ્રભુ આશરાથી,
પ્રભુ! શીદ માર્યા જનો શૌર્ય સાથી. ૭૪
કવિ નર્મ નાઠો થઇ છે ઉદાસી,
અરે સદ્ય શું એ થયો સ્વર્ગ વાસી;
ધરો નર્મનું નામ સૌ આર્ય યાદે,
કવિતા રચી જન્મભૂ પેટલાદે. ૭૫

### શિખરિણી છંદ.

ગયો નાઠો આજે, નરમદ કવિજો સ્વરગમાં,

થયા આર્યો દુઃખી, દિલગિરી થઈ સૌ વરગમાં;
ગયો સાથી સાચો. શુરવિર હતો એ જગતમાં,
વધારો શું કીધો, પ્રભુ ઘર ગયેલા ભગતમાં. ૭૬
વિલાસી વિદ્યાનો, રમણીય અતિ તે કવિ હતો.
સવિતા આતે શું! અધિક શુભ તેથી રવી હતો;
મતિ તેની ભારે, હતી અધિક જો ગ્રંથ રચવા,
વળી ધર્મિ સાચો, મતિ વલણથો ઈષ્ઠ ભજવા. ૭૭
વિવેકી તે પૂરો, વિનય રૂપ તે દૃઢ જગમાં,
સિધાવ્યાથી સ્વર્ગે, દિલગિરી જનોમાંય ખગમાં;
વળી આર્યો માટે, અધિક શ્રમ તે દેહ ભરતો,
સ્વદેશાભિમાની, તન મન ધને કાર્ય કરતો. ૭૮
વિવાદે ને વાદે, અતિ કુશળ જો તે કવિ હતો,
ભલો આ ભૂમિમાં, ગુરજર સ્વદેશે રવી હતો;
થયો તે જો અસ્ત, ઉદય તણી આશા નથી રહી,
થયા દીનો ઝાઝા, વળિ વરષ જાશે ઝટ વહી. ૭૯
વિચારો શા આવ્યા, પ્રભુ હૃદય તારે સમજવા,
કરી એવી લીધો, મતિ તુજ થઈ સર્વ હરવા,
દયા લાવો દેવા, કવિ મણિ હરો ના પ્રભુ હવે,
જુઓ આર્યામાતા, નરમદ ગયાથી અતિ લવે. ૮૦
બિચારો તે નાઠો, ઈશ હુકમછે ત્યાં મનાશ શું?
નિરાધારી પ્રાણ, જગદિશ વિના તું વશીશ શું;

( ભલામણ. )

વિચારો સૌ તેના, સ્વજન હિતમાં શ્રેષ્ઠ ગણવા,
સહુ આર્યો પુત્રે, નરમદ તણા ગ્રંથ ભણવા. ૮૧

દોહરા.

ઇંદ્રપુરી આર્યો તણી, મુંબઇનું તે માન;
સુરતનો શણગાર તે, બેઠો જઇને રાન. ૮૨

નરમદ વીર થઈ આવજે, વર્ષ જતાં દશબાર,
જય નિશાન ચઢાવજે, આર્ય તણે દરબાર. ૮૩

ઉપેંદ્રવજ્રા છંદ.

વિચાર યારો સહુ ધૂળ ધાણી, જતું રહ્યું આર્ય ભુમિનું પાણી;
થયો ભલો દીન અધીક કાળો, ગયો ભલો નર્મદ કોઈ ભાળો. ૮૪
કદી જનેતા તણું ફકત બાળ, પ્રભુ રૂઠયાથી જ્યમ થાય કાળ;
સુનો પડ્યો તેમ સુ આર્ય માળો, ગયો ભલો નર્મદ કોઈ ભાળો. ૮૫
જતી રહી *વલ્લરી રૂપ આશા, જતા રહ્યા નર્મ કવિ તમાસા;[૧]
અરે થયો દીન અધીક કાળો, ગયો ભલો નર્મદ કોઈ ભાળો. ૮૬
અરે થયા બંધ કવિ વિચારો, જતો રહ્યો પંડ કવી બિચારો;
સ્વદેશ કામે બહુ કાળ ગાળ્યો, ગયો કવી તે જન કોઈ ભાળો. ૮૭
ભલું રચ્યો જ્ઞાન કવી સ્વદેશે, અરે ગયો આજ કયા પ્રદેશે;
ગયો જુઓ શૌર્ય તણો ઉછાળો, ગયો કવી નર્મદ કોઈ ભાળો. ૮૮
સુવાડ ગૈ ખેતર આ ઉઘાડું, લુટી જશે ધાન્ય કુચોર ધાડું;
ગઈ ભલી નર્મદ શૂર ઝાળો, ગયો કવી નર્મદ કોઈ ભાળો. ૮૯
કુકાળ આ દુષ્ટ થયો સ્વદેશે, ગયો ગુણી નર્મદકો વિદેશે;
અધીક શોકાતુરછે નિશાળો, ગયો કવી નર્મદ કોઈ ભાળો. ૯૦
ખરો મહાવીર હતો કવી તે, બીજો ભૂમિ આર્ય તણો રવી તે;
પ્રભુ કવી નામ અધીક પાળો, ગયો ભલો નર્મદ કોઈ ભાળો. ૯૧
વિદાય જો આર્ય થયો ગુણીલ, અરે સમાચાર કુડા સુણીલ;
પડી બહુ અંતર મધ્ય ફાળો, ગયો ભલો નર્મદ કોઈ ભાળો. ૯૨
અધીક શોકાતુર સૌ થયાછે, અરે મણી હીંદ તણા ગયાછે;
અરે ગયો કાવ્ય સુશક્તિ વાળો, ગયો ભલો નર્મદ કોઈ ભાળો. ૯૩
અરે અરે કાળ! કર્યું શું કાળું, સમર્થ હું ન્હૈ કયમ નર્મ ખાળું;
રૂએ ભૂમિ મુખથી જયબાળો,[૨] ગયો ભલો નર્મદ કોઈ ભાળો. ૯૪

---

* વેલો. ૧ તેનાં ભષણની ખુબિના ખેલ. ૨ નદીયો અથવા ઝરા રૂપી લાળ.

થજો ભલુ નર્મદ નામ જાદે, ધરો જનો સર્વે સુવાત યાદે;
થજો [1]વિજે નર્મદ એ સુસાદે, લખી કવિતા પ્રિય પેટલાદે. ૯૫

## કુંડળીયા છંદ.

કવિ નરમદ સ્વર્ગે ગયો, થઈ દિલગીર ગુજરાત,
આર્ય ઉદય સૂર જો ગયો, થઇ ગઈ પાછી રાત;
થઇ ગઈ પાછી રાત, જાત કવિની પણ નાઠી,
થયા આર્ય હેરાન દશા દેશીની માઠી;
પ્રભુ! ઉતાર્યો આજ સહુ દેશીનો તેં મદ,
પ્રભુ! રાખો કંઈ લાજ સ્વર્ગે નાઠો કવિ નરમદ. ૯૬
વિદ્યાનો આતુર તે, શાણો ત્યમ ગુણવાન,
દુખનો દિવસ આવતાં, પડિઓ થઈ બે ભાન;
પડિઓ થઈ બે ભાન રાન સેવ્યું કવિરાજે,
અરે દુષ્ટ કુડ કાળ કવિ ઝડપ્યો કયમ આજે;
કર્યો નહી દરકાર લોક વંદા નિંદાનો,—
ગયો સ્વર્ગ મોઝાર કવિ આતુર વિદ્યાનો. ૯૭
શુરવીર ને કુળવાન તે કાવ્ય કળા કરનાર,
આભારી છે એહનાં સર્વે આર્ય નરનાર;
સર્વે આર્ય નરનાર આજ દીલગીર થયાંછે,
આર્ય ભુમિનાં ચક્ષુ થકી અમ્બુજ વહ્યાંછે;
ડાહ્યાનો સરદાર તાંકીને માર્યાં બહુ તીર,
ગયો કવિ ગુણવાન ભલા આર્યોમાં શુરવીર. ૯૮

## રાગ દેશી.

જન સાંભળજો કહું આજ દશા કવિરાજની;
ગયું આર્ય તણું અભિમાન શોભા આ સમાજની. ૯૯
ગયો દેશ તણો અભિમાની થયો રાની આજમાં;

[1] વિજય.

સુણી કાંધન સુઝે આજ મતિ કામ કાજમાં. ૧૦૦
જેની વાણી અધીક રસીક ગયો કવિ આજ તે;
થયા આર્ય ઘણાજ ઉદાશ રહ્યા ચિન દાઝ તે. ૧૦૧
જેના ગદ્ય પદે કુડો પહાણ બીનો ઝટ થાયછે;
ડુબ્યું નર્મ રુપી કવિ વહાણ વળી વસુ જાયછે. ૧૦૨
જાણો વિરહ તણું અતિ દુઃખ દુકાળનો કાળ તે;
વળી અગ્નિ વિના જન દેહ ખરેખર બાળતે. ૧૦૩
આવ્યો કાળ કરી ન સંભાળ કે કોને હું મારૂંછું;
લઇ નાઠો મણી કવિરાજ શું ગુણ વિચારૂંછું. ૧૦૪
જેના સદ્‌ગુણના ભંડાર બહુ વખણાયલા;
તેને લીધો શીદ તેં કાળ હણ્યા ન શું બાયલા. ૧૦૫
ગયુ આર્યતણું અભિમાન કવિ દરબારનું;
ગયું ભાન અરે પ્રભુ આજ બહુ નરનારનું. ૧૦૬
જેણે કીધા બહુ દેશ લાભ કવિતા રચી ઘણી;
એવા આર્ય ભુનો પરમાર અરે નાઠો તેમણી. ૧૦૭
જેણે શ્રમ લીધો દેશ માટ ઉચાટ વેઠ્યો ઘણો;
એવા ઉત્તમને શીદ આજ પ્રભુ રાજ તેં હણ્યો. ૧૦૮
જેનાં વચન મધુર રસીક છટાદાર બાપણો;
જેણે ભોગવીઓ સૌ કાળ અધિક સાબાશનો. ૧૦૯
જેનું કપટ વિનાનું મન નહિ દોષ લેશરે;
તે ઉડ્યો જો આકાશ થઇને ખગેશરે. ૧૧૦
જેણે વર્ણવી કુદરત નાર તે નાર હવે રડે;
ઉભી થાય ઘણી ઘણી વાર તથાપિ રડે પડે. ૧૧૧
થજો નર્મદનો જયકાર વદો મોઠા સાદમાં;
લખ્યો વિરહ કવિ રમણું કાજ સુસ્થળ પેટલાદમાં. ૧૧૨

**મનહર.**

તાપી નદી કેમ આજ તમે દીલગીર નહીં,

નરમદ ગયો પણ આપ વહ્યાં જાઓછો;
હું જાણુંછું નરમદ શોધવાને વે'તાં હશો,
તેથી કરી જાણું ખરો દિલગીર થાઓછો:
સુકાઓછો દીલે ઘણાં હાડકાં દેખાય ઝાઝાં,[૧]
તોએ આર્ય પુત્રોને ઓ માજી પાણી પાઓછો;
આર્ય નરમદ શુરવીર આજ નાશી ગયો,
મારી સાથે તમે વિરહ વિલાપ ગાઓછો. ૧૧૩

## ઇંદ્રવિજય.

પક્ષિ સહુ દિલગીર થયાં દીલગીર થઈ કવિ માત સુતાપી,
માજી તમે શુભ વા'લ ધર્યા પણ વિઘ્નની જાળ નહીં કયમ કાપી;
રક્ષણ કેમ કર્યું નહીં નર્મ તણું શીદ પુત્ર ર્યા કર થાપી,
દુઃખ થયું અતિ આર્ય ભુમિ મહી કોણ ખરો શકનારેજ માપી. ૧૧૪

## મનહર.

નર્મ કાવ્ય વાવ્જો ભરાઈ તારા અશ્રુ થકી,
તોયે કેમ નરમદ વિલાપ ન છોડતો;
ગભરાઈ ગયો તેથી આર્ય અંતરમાં પેસી,
દુર્ગુણાદિ આજ મહા શોક થકી ફોડતો;
તુજ વિયોગ વિલાપે આર્ય મન એંચાયછે,
નર્મ નામ ખરે ખરૂ કાવ્ય સાથે જોડતો;
નરમદ નામ તારા અંતરમાં અતિ આવે,
સાંભળું કે તરત આશા રાખીને દોડતો. ૧૧૫
પરવત પા'ડ તમે ઊંચા ઊંચા કેમ વધો,
હું જાણુંછું નરમદ શોધવાને જાઓછો;
પ્રાણી ભૂત સર્વ આજ મન શોકાતુર રાખે,
હું જાણુંછું આપ પણ દીલગીર થાઓછો;

૧ વચમાં નીકળેલા નાના પેટ.

[1] અશ્રુ નીકળેછે ઝાઝાં શોકની આ નથી માઝા,
શોકછે અપાર એવું આર્યને બતાવોછો;
કવિ નરમદ ગયો રવિ અસ્ત થયો આજ,
વેગળેથી કાળા શોકાતુર [2] હો જણાઓછો. ૧૧૭

**છંદ્રવિજય.**

દેવી સરસ્વતિછે દિલગીર ખરેખર આર્ય જનો સહુ બાળે,
નર્મ વિયોગ રૂપી કુડ રોગ વિના અગની જનનાં તન બાળે;
છે દીલગીર સરસ્વતિ આજ વિચાર જુઓ જઈ કોઈ નિશાળે,
નર્મદ પુત્ર વિયોગથી બેસવું શુભ સભા મહી આસન કાળે. ૧૧૭

**મનહર.**

મોટી મોટી હવેલીઓ ઉંચી ઉંચી ડોક કરી,
નરમદ ગયો તેને સ્વર્ગથી બોલાવેછે;
હવેલીઓ જાણેછે કે સ્વર્ગ વાટ ઉંચે હશે,
કારણકે પરજન્યર ઉંચેથીજ આવેછે;
આવાં આવાં ચિન્હ બહુ હવેલીઓ તણાં આજ,
દીલગીરી આર્ય લોક સર્વને બતાવેછે;
આપી ઉત્તેજન ઝાઝુ કાવ્ય કળાના વિચારે,
નરમદ ગયો પણ નામ જો રખાવેછે. ૧૧૮

**રાગ પદ.**

( સજન સૌ વિનતી ધરજો ધ્યાન ) ( એ રાગ. )
જગત આ છોડી ગયો કવિ રાજ
છોડી ગયો કવિરાજ. જગતઆ૦ ૧૧૯
આર્ય જનો દીલગીર થયાંછે,
આર્ય ભુની ગઈ લાજ; જગતઆ૦ ૧૨૦
કાળ થયોછે આર્ય અરીરે,
ફીકર થઈ જન આજ. જગતઆ૦ ૧૨૧

---

૧ પર્વતમાંથી નીકળતી નદીઓ, ઝરા વિગેરે. ૨ વરસાદ.

માનવાન એ ભાન પડ્યો છે,
રડ્યો આર્ય સમાજ. જગતઆ૦ ૧૨૨
વાદળ આવ્યું દુઃખ તણું ચઢી,
આર્ય ભૂમિ દુઃખ ભાજ. જગતઆ૦ ૧૨૩
ઈશ્વર સાધન સારાં આપો,
બંધાય રક્ષણ પાજ. જગતઆ૦ ૧૨૪
કવિ રૂપી ઊંચ સાધન આપો,
આર્ય થશે સુખ ભાજ; જગતઆ૦ ૧૨૫
માન જતું રેહ્યું આર્ય જનોનું,
દ્રવ્ય ગયું ચઢ્યું બ્યાજ. જગતઆ૦ ૧૨૬
ભૂમિ રૂપી એક સાધન સાચું,
પણ ગયાં દૂર સાજ. જગતઆ૦ ૧૨૭
દેશને માટે વિરહ લખ્યો આ,
સાંભળ રૂદન અવાજ;
જગતઆ છોડી ગયો કવિરાજ. ૧૨૮

વસંતતિલકા વૃત.

આ દેશ વેષ તજી નર્મદ આજ નાઠો,
રે આ થયો દિવસ આર્ય ભૂમિનો માઠો;
વાચાળ કાળ ક્યમ આજ થયો ત્વરાથી.
શું કોપ આજ નીકળ્યો હર કે હરાથી. ૧૨૯
આ લોક લોક કરતા[1] ખુબિ ભૂધરાની,
જે વાત બાળ વળી યૌવનને જરાની;
આકાશ ક્યાસ કરતાં નહિ પાર આવે,
મોટા પુરૂષ જગનાથ કહીં બતાવે. ૧૩૦
એ નર્મ કર્મ કરતો નિજ દેશ કાજે,
બીજો નથી સુખદ ત્યાં કંઈ લોક લાજે;

[1] વિચારતા.

સૌ આર્ય આજ જય નર્મદ નામ ગાજે,
જેથી કરી યવન કાળ અધીક દાઝે. ૧૩૧
રે કાળ કૂર બની કેમ કવી રડાવ્યો,
રે ત્રાસ આર્ય દીલમાં ક્યમ તેં પડાવ્યો;
રે નર્મ કાળ સુણતાં બહુ બાણ વાગે,
રે નર્મ નામ સુણી આર્ય સુતેલ જાગે. ૧૩૨
એ નર્મ નામ થકી નાગર ન્યાત શોભી,
એ નર્મ નામ સુણી કિન્નરી સ્વર્ગ થોભી;
આવી ખુશીથી વરવા સ્વરગે કવીને,
તે મોહ પામી ભલી આર્ય ભૂના રવીને. ૧૩૩
રે આ વિશાળ જગ સાગરને તર્યા તે,
જો કોઈ વીર શૂરવીર બધે ફર્યા તે;
આ દેશ લાભ કરવા દિલમાં વિચાર્યું,
આ ભર્ત કાયર પણા થકી હો સુધાર્યું. ૧૩૪
રે નર્મ આ જગત છોડી ગયો ગયો તે,
જો નામ ભાસ જગ મધ્ય રહ્યો રહ્યો તે;
લો નર્મ નામ જન આજ ધરો સ્વ યાદે,
જો આ લખ્યો વિરહ નર્મદ પેટલાદે. ૧૩૫

### હરીગીત છંદ.

દિલગીર આર્ય સમાજ આજ કવિ વિના ગુજરાતમાં,
ક્યમરે કવિતું બન્યો નહીં ગભરઈ ગયો ક્યમ ઘાતમાં;
વિદ્વાન તુજ વિયોગથી ધિક્કારતા સંસારને,
કવિ નર્મદ ઉપકાર કરીયો આર્ય સૌ નરનારને. ૧૩૬
આ ભરત ભૂમિ છે ભરેલ અધીક દ્રારિદ્રે કરી,
નિજ દેશ હિતેચ્છુ સહું દીલગીર છે અશ્રુ ભરી;
પણ કાળ માથે આળ ન્હે છે આળ જગ ઉપકારને,
કવિ નર્મદ ઉપકાર કરીયો આર્ય સૌ નરનારને ૧૩૭

આ જગત ઉત્પત્તિ તથા સ્થિતી અને લયકારછે,
નર્મદ પ્રલય સરવે થયા ઉદાસ સૌ નરનારછે;
વળી જ્ઞાન તાન જતું રહ્યું ગૈ રમુજ નિજ ઘરબારને,
કવિ નર્મદે ઉપકાર કરીયો આર્ય સૌ નરનારને. ૧૩૮
પારસ મણિ નર્મદ ગયો જે શ્રેષ્ટ સંગત રાખતો,
અભિમાન આદિક શત્રુ દીલના દૂર ઝટ કવિ નાખતો;
રે અર્ક શું અભિમાન લે ઉરમાં ભર્યો બહુ ખારને,
કવિ નર્મદે ઉપકાર કરીયો આર્ય સૌ નરનારને. ૧૩૯
જ્યમ કર્ણ અર્જુન રામ રાવણ યુદ્ધમાં શુરવીર તે,
ત્યમ નર્મ કોથી ડર્યો નહી જગમાં હતો ભડ ધીરતે;
રે કાળ તેં શીદ મારીયો એ કાવ્યના કરનારને,
કવિ નર્મદે ઉપકાર કરીયો આર્ય સૌ નરનારને. ૧૪૦
રમણીય સમજણ તીવ્ર અક્કલ આર્ય સૌ સંભારતા,
પ્રભુ આજ આર્ય મણિ તમે ક્યમ દૂઃખ ધારી મારતા;
સહુ આર્યના મણિ લોકને દીર્ઘાયુષી કરી તારને,
કવિ નર્મદે ઉપકાર કરીયો આર્ય સૌ નરનારને ૧૪૧
નદિ નર્મદા તુજ નામ વાળો શુભ કવિ સ્વરગે ગયો,
જો નર્મ કાળ નથી રહ્યો બારિક કાળ હવે થયો;
રમણીય છે પેટલાદ જ્યાં ગુજરાત મધ્ય ચરોતરે,
આ વિરહ નર્મ વ્યથા લખી મતિ અલ્પ કાશીશંકરે ૧૪૨

મંદાક્રાંતા વૃત્ત.

આર્યોમાં તે સુભટ વિરને દેવ શું દહપ કીવો,
વા'લો વે'લો ભરત ભુમિથી આજ ઉપાડી લીવો;
વેલો વેલો તરૂવર તણો ઝાડ પે'લો ઉપાડ્યો,
છોડ્યો ન્હેતે સુભટ કવિને કાળરે શું સુવાડ્યો. ૧૪૩
વા'લો વા'લો સકળ જનનો આર્ય વક્તા હતો તે,
વારંવારે વિનય ધરીને સુ સભામાં જતો તે;

રે કોપ્યો શું જગત પતિકે નર્મ વિનાશ કીધો,
શામાટે તેં ગરજ ગણીને આર્ય ઉપાડી લીધો; ૧૪૪
ભારે ભારે કવિત સરખા વૃત જેણે રચ્યા છે,
તર્કો જેના સ્વજન હિત શું આજરે ખ્હો મચ્યાછે;
એવા શાણા સુભટ કવિને કાળ શું લેઈ નાઠો,
આવી આજે ખબર કુડરે, રે સમાચાર માઠો. ૧૪૫
તા'રો તારો ભરત ભુમિરે નર્મ નાશી ગયોછે,
રે આજે ક્યાં સફર કરતો જે વિદેશે રહ્યો છે;
શોધો! શોધો અધિક કરતાં જો મણી હાથ લાગે,
તો તો વારી જરૂર મળશે છાંટવા આર્ય આગે. ૧૪૬
શાણો જ્ઞાની સરસ મતિનો આર્યનો તે કવીરે,
મેરૂ પાસે ઉદય નથી જો અસ્ત પામ્યો રવી તે;
શૂરો સાચો હિમત ધરતો નર્મ, વિયોગ સાલે,
કાળાં કાર્યો અધિક કરીયાંરે કુડા દુષ્ટ કાળે. ૧૪૭
આર્યો કાર્યો કવિજન તણાં આજ ઉરે ઉતારો,
આભારી થૈ વિનય ધરીને આ કવિતા સ્વિકારો;
સારો માઠો સમજી મનમાં રાખજો રોજ યાદે,
શાણા આર્યો વિરહ લખીયો શ્રી ભુમી પેટલાદે. ૧૪૮

દોહરા.

નર્મદ નામ ધરો હવે, આર્ય જનો નિજ યાદ;
દેશ કાજ ઉઠો હવે, હક માગો દેઈ દાદ. ૧૪૯
દાદ ગરવ સુણશે ખરે, શાણી આ સરકાર;
સ્વતંત્રતા ઝટ પામશો, ભરત વાસી નરનાર. ૧૫૦
કરસનદાસ ગયો ભલો, ગયો નર્મ કવિરાજ;
બીજા મણી બહુ બહુ ગયા, ક્યમ રહેશે જનલાજ. ૧૫૧
ઇશ્વર દાદ સુણી હવે, વા'ર ચઢો મહારાજ;
આર્યો વિનય ધરી કરે, વિનતિ ઇશ્વર આજ. ૧૫૨

અરજ અમારી સાંભળી, સાધન આપો સર્વ;
મતિ આપજો ઈશ્વરા, લખવા માંડ્યું પર્વ. ૧૫૩
હુનર કળા શૂર લાવીને, કરવો ઉદ્યમ જંગ;
આર્ય ભૂમિનો ઝટ થશે, ઝળક ઝળક નિજ રંગ. ૧૫૪
આર્ય કાર્ય કરવાં સહુ, શૂર ઉદ્યમની સાથ;
જય [1]કરનોછે જગતમાં, જય જય કવિનો હાથ. ૧૫૫

## રાગ રામગ્રી.

નર્મદ સ્વર્ગે સિધાવીયો, ઉપજ્યોછે ઉચાટ;
આર્ય ભૂનો કોણ કાઢશે, વ્હેમરૂપી કુકાટ. નર્મદ૦ ૧૫૬
બીજો મણી મારા દેશનો, નાઠો ક્યાં પરદેશ;
આર્ય દુઃખી દીલ થાયછે, હવે ક્યમ જાય પેશ. નર્મદ૦ ૧૫૭
અગ્નિ વિના આજ બાળતો, કવિરાજ વિયોગ;
ઓ પ્રભુ ! પાછો શું આર્યને, થાય તેનો સંયોગ. નર્મદ૦ ૧૫૮
તાપી નદીમાં નાનો હતો, ત્યારે નહાવાને જાય;
માટે થજો સ્હાય દેવીછો, આર્યનાં તાપી માય. નર્મદ૦ ૧૫૯
આર્ય સભા શણગાર તે, લૂટ્યો કાળ કુચોર,
તેથી કરી કરપાયછે, આર્ય શાંતિનો દોર. નર્મદ૦ ૧૬૦
વાચારૂપી બાણ જેહનાં, વાગતાં ચિત્ત દોષ;
નર્મદ જો તે નાશી ગયો, ઉડ્યા સર્વના હોષ. નર્મદ૦ ૧૬૧
નરમદ કાવ્ય નિશાનજો, ઉતરી ગયું રાજ;
આકાશે શોધવા જાયછે, પક્ષીઓ બહુ બાજ. નર્મદ૦ ૧૬૨
તાની તાની એ જતો રહ્યો, આર્યનો શૂરવીર;
આર્ય ભૂમિ રડતી રહી, વહે ચક્ષુથાં નીર. નર્મદ૦ ૧૬૩
બપ જેનોછે નિજ દેશમાં, તેનો બપ લાગ્યો સ્વર્ગ;
આર્ય તેથી રડતા રહ્યા, છુટ્યો દેવનો વર્ગ. નર્મદ૦ ૧૬૪

---

[1] હાથ.

શૂર હીણુ આય ઘણું જીવે, મરતાં ન મરાય;
શૂરવીર જો વે'લા જાયછે, તેથી અશ્રુ ભરાય. નર્મદ ૧૬૫
પ્રલય તણોશુંછે આવીયો, આર્ય ભૂમીમાં કાળ;
ઈશ્વર ! આર્ય ડુબી જશે, બંધાવો વીર પાળ. નર્મદ૦ ૧૬૬
બીજો તેવો જો હવે થશે, શૂરવીર કવિરાજ;
ત્યારે કદી આર્ય લોકની, રહે ભૂમધ્ય લાજ. નર્મદ૦ ૧૬૭
હીંદ તણા હક જાયછે, વેરા કાળ સમાન;
આર્યભૂના લોક થાયછે, બહુ બહુ હેરાન. નર્મદ૦ ૧૬૮
આર્ય હવે કવિરાજ એ, પહોચ્યો જહાં સ્વર્ગ;
હાવે બનો શૂરવીર સૌ, શાણા આર્ય સુવર્ગ. નર્મદ૦ ૧૬૯
સર્વ જનો કવિ રાખજો, રવીસમ રોજ યાદ;
વિરહ વિલાપ અમાપ આ, રચીયો પેટલાદ;
નર્મદ સ્વર્ગ સીધાવીયો. ૧૭૦

દોહરા.

જળચર બહુ ગભરાયછે, તાપ તણા દીન મધ્ય;
ત્યમ દુખ આર્ય તણું વધ્યું, ઈશ્વર લાવ અવધ્ય.[1] ૧૭૧
કામ ક્રોધ મોહાદિ બદ્ શોક થકી શરમાય;
આશાબંધી ફુલ સૌ, ખીલીને ખરી જાય. ૧૬૨
જ્યમ અંધારૂ હોયછે, ધ્રુવ તણે પરદેશ;
આર્ય ભૂમિ તેવો થયો, નર્મ વિના તુજ વેષ. ૧૭૩
કવિતાનો કરનાર તે, સવિતા પામ્યો અસ્ત;
લખતાં તેવું માહરો, ધ્રુજે જમણો હસ્ત. ૧૭૪
ધન્ય પીતા જે નર્મના, ધન્ય નર્મનાં માત;
ધન્ય સરસ્વતિ તુજને, ધન્ય કવિની જાત. ૧૭૫

ઇંદ્રવિજય.

દેહ અતિ વિરહાગ્નિ વડે પ્રિય આર્ય ખરેખર જો બળિયોરે,

1 છેડો.

દેશ થકી રસ સર્વ ગયો વળિ બાકી રહ્યો રસ ન્હૈ, ઠળિયોરે;
ભકત ભરેલ સભા મહી આજ ખરેખર નર્મદ જો બળિયોરે,
નર્મદ ધૃત રૂપી સરિતા બની સાગર અગ્નિ વિષે મળિયોરે. ૧૭૬
પ્રાણી સહુ દિલગીર થયાં રતનાગર દુઃખ તણો ક્યમ આવ્યો;
દુઃખરૂપી દીન આજ થયો કવિરાજ ભલો જન ક્યાંહ ગુમાવ્યો;
રે દુત કેમ ધરી નહીં લાજ અરે ક્યમ વિષ્ટિ ખરાબ તું લાવ્યો;
ભાગ્ય ફુળે કદી આર્યતણાં ઉગતાં કવિરાજ ચરોતર વાવ્યો. ૧૭૭
એક દિને અગની પ્રગટ્યો વળિ બાળી મુકી અતિ સુંદર લંકા,
એક દિને પ્રલયે કર્યું દુઃખ ડુબી દુનિઆં રહી ના કંઈ શંકા;[1]
ગર્વ જતો રહ્યો આજ જરેજર જે ફરતાજન યૈ બહુ બંકા;
આ વિરહાનળ ના કજળે કદી શાંત કરે નદી માતસુ ગંગા. ૧૭૮
સાગર રેલ થકી ધરતી ડુબતી પણ દુઃખ ગણાય ન ઝાઝું,
રે પણ દુઃખ થયું અતિ આજ, ન નર્મદ દીન થયું કંઈ સાજું;
જો કવિ સ્વર્ગ વિષે વસિયો મનમાં સમજી કંઈ પામીશ તાજું;
રે પ્રભુ બંધ થયું શુભ નર્મ રસીક સુ ગ્રંથ રૂપી શુભ વાજું ૧૭૯

### દોહરા.

તરત આર્ય ભૂમિ તણું, દાન દીન ઘટતું જાય;
બહુ મણિ આર્ય ભૂમિ તણા, પ્રભુ ક્યમ ઓછા થાય? ૧૮૦
શા અપરાધો આર્યના, કાર્ય સહુ વિખરાય;
આર્ય ઉપર ચઢી આવીઓ, કાળ રૂપી વિપરાય. ૧૮૧

### શાર્દુલ વિક્રીડીત.

વિચારો પ્રભુ રાજ તુજ મનમાં કેવા થયા આવતા,
કે આ આર્ય ભૂમિ દુઃખાગ્નિથી બળે, રે કોપ શું લાવતા;
આજે આર્ય જનો સહુ કરગરે, દેવા સુખી રાખશો,
આર્યોનાં પ્રભુજી કૃપા કરી હવે, દૂઃખો દૂરે નાંખશો. ૧૮૨

---

૧ પૃથ્વીનો કોઈ પણ ભાગ બાકી રહ્યો નહી અથવા પ્રલયનિઃસંદેહછે.

### દોહરા.

ઇશ્વર કોપ સમાવશો, દુઃખરૂપ દુનિઆં થાય;
ભરતખંડના આર્યમાં, દીલગીરી પ્રસરાય. ૧૮૩
વે'લા વારે ધાઇને, આર્ય તણાં દુઃખ કાપ;
દુઃખ અમાપ થઈ ગયું, કર તું સુખ અમાપ.૧૮૪

### મનહર.

જે ભૂમિએ જન્મ આપ્યો ધરમ પરમ નૃપ,
જે ભૂમિએ જન્મ આપ્યો કર્ણ તથા રામને;
જે ભૂમિએ જન્મ આપ્યો મહાવીર સીદ્ધરાજ,
જયસીંહ જેના કામે શોભાવ્યો આ ઠામને;
જે ભૂમિએ જન્મ આપ્યો મહાવીર વિક્રમને;
જે ભૂમિમાં બાળ્યો મહાદેવે કુડા કામને;
તે ભૂમિનો પુત્ર આજ નરમદ નાશી ગયો,
ઉદાસી બનીને ધિક્કારતી નીજ ધામને. ૧૮૫
જે ભૂમિએ જન્મ આપ્યો હતો ભલો કોહી નૂર,
તેણે વળી આપ્યો હતો નરમદ નામને;
બેઉ મણી થકી ભાગ્યશાળી આર્ય ભૂમિ હતી,
વખાણતી હતી ત્યારે દેવ તણા કામને;
બેઉ મણી નાશી ગયા આર્ય ભૂમિ દુઃખી કરી,
સાથે વળી લેતા ગયા આર્યતણા દામને;
જેવી ભાગ્યશાળી હતી તેવી દુઃખ વાળી થઈ,
ધિક્કારતી ભૂમિ ઉદાસીથી દુઃખી ધામને. ૧૮૬

### છપયછંદ.

મરણ નહીં મૂકનાર, સાત પાતાળે પેસો;
મરણ નહીં મૂકનાર, દેવ ડેરામાં બેસો;
મરણ નહીં મૂકનાર, દાદ કરવાથી ત્રાઝી;
મરણ નહીં મૂકનાર, કાળછે જીવનો પાજી;

જન મરણ કદી નવ મૂકશે, આર્ય જનો મન જાણજો;
કવિ નર્મદ એમ ગયો હશે, દીલાસો મન આણજો. ૧૮૭

### તોટક છંદ.

જ્યમ ચંદ્ર ચકોર તણી પ્રિતડી,
જ્યમ તાંદુલ દાળ તણી ખિચડી;
જ્યમ કાવ્ય કળા થકી પ્રશ થતો,
ત્યમ નર્મદ ગુર્જર મિત્ર હતો. ૧૮૮
જ્યમ વાયુ વિના ગભરાટ વધે,
ત્યમ શોક ઘણો જન દેહ [1]વધે;
કવિ નર્મદ નાશ થયો હરિરે,
ક્યમ નર્મદ ઘાત કુડી કરિરે. ૧૮૯
અમ શૌર્ય ગયું કવિરાજ વિના,
અમ શાંતિ ગઈ કવરાજ વિના;
અમ આતુર સૌ મળવા કવિને,
અમ દર્શન બાકિ રહ્યાં રવિને. ૧૯૦
અમ નૂર ગયું દિલગીરિ થકી,
અમ શોચ વધ્યો દિલગીરિ થકી;
અમ પ્રાણ વિના જીવતા ન ગણો,
સહુ નર્મદ નર્મદ મુખ ભણો. ૧૯૧
પર લોક ગયા મણિ આર્ય તણા,
મણિ કેમ ગણાય ગયેલ ઘણા;
અતિ હર્ષ થકી કવિ નર્મ રહ્યો,
નિજ ગુર્જર ભ્રાત શું પ્યાર ધર્યો. ૧૯૨
પણ કેમ જતાં કહ્યું ના જરિયે,
કવિરાજ હવે અમ શું કરિયે;
વિનયે ભરપૂર શુરો કવિ તે,

૧. નાશ થવો.

ઉદયાચળ પર્વતનો રવિ તે. ૧૯૩
ક્યમ અસ્ત થયો સવિતા તું અરે,
ક્યમ આજ પ્રભાત અરે ન કરે;
શુભ કાવ્ય સુદાયક લાયક તે,
કવિરાજ કવીશ્વર વાયકતે. ૧૯૪

**મનહર.**

રાણી બાગ તણાં પ્રાણી મૂરછા આઈ પડ્યાંછે,
નરમદ ગયો માટે દીલગીર ખૂબ છે;
દરીઓ પોકાર પાડે નરમદને બોલાવે,
શોકનાં નિશાન ઘણાં આજ આબેહૂબ છે;
સુધારાના સૈન્ય તણો સેનાપતિ ગયો તેથી,
ઉઘાડુંજ આર્ય લોક તણું કમી [1]નૂરછે;
સુરત કહેછે મારો શણગાર નાશી ગયો,
મુંબઈ કહેછે મારે શોક ભરપૂર છે. ૧૯૫

**શાર્દુલ વિક્રીડિત.**

ઓ દેવા અમ આર્ય પુત્ર સહુને, શૌર્યાદિ આપો ગુણો,
આપો આર્ય કવિ હિતાર્થ મચતો, આ દાદ દેવા સુણો,
લક્ષ્મિ આર્ય ભુમિ તણી રઝળવા, આજે પ્રદેશે ગઈ,
માડી આર્ય ભુમીતણી જગતમાં, રે આ દશા જો થઈ. ૧૯૬
ભારે રાવણ કુડકર્મ કરતો, વિષ્ણું થયા સ્હાય ત્યાં,
માટે આજ દયાળ ભુધર બની, વ્હારે પધારો અહાં;
મારો મ્લેચ્છ કુડા કુ વે'મ સરવે, આર્યો સુખી થાય જો,
જે જે જે સરવે વદે ઉલટથી, શત્રુ કુરે જાય જો. ૧૯૭

**મનહર.**

વૃક્ષ તણાં ડાળ જુઓ આજ નીચાં ઘણાં વળી,
આર્ય ભૂમિને પુછેછે નરમદ ક્યાં હશે!

---

૧ તેજ

વાયુ તણી મદદથી ડાળાં ઘણી બૂમો પાડે,
જાણે કુંભકર્ણ જેવા નિદ્રા થકી જાગશે;
આર્ય ભૂમિ ઉત્તર ન આપે એક ત્યારે ડાળાં,
દીલગીર થાયછે જે આપણું એ શું થશે!
આર્ય ભૂમિના પ્રતાપે આપણો ટેકો જે થડ,
ઉભોછે તે ઝટ હવે હાય પડી ભાગશે. ૧૯૮

## ઇંદ્રવિજય.

કાળ દયાળ જરાય નથી દુખદાયક તે વળિ મારણ પાપી;
શ્રેષ્ટ જનો ભુમિ આર્ય તણાં હણિયાં ન દયા ધરી આયુષ કાપી;
નર્મદને હરવાથી અરે દિલગીર થયાં જન આર્ય વિલાપી;
કાળશું નર્મદ છોડી દિધો નહીં,માફીન એટલીતેં કયમ આપી.૧૯૯

## સ્ત્રગ્વિણીછંદ.

હે પ્રભુ! હે પ્રભુ! હાય તેં શું કર્યું,
કાળનું ચક્ર શું નર્મ માથે ધર્યું;
વીરને ધીરને શૂરને શું હર્યો,
ધર્મ તેં કર્મ એ મધ્ય તે શું ગણ્યો.૨૦૦
વાદળો દુઃખનાં જો ચઢી આવીયાં,
અશ્રુજો અમને હે પ્રભુ! લાવીયાં;
દુઃખનાં મૂળ શું હે પ્રભુ! વાવીયાં,
વાક્ય આ વિનતીનાં શું ન્હે ભાવીયાં.૨૦૧
શોકનાં ડુંડુભી દેશમાં વાગીયાં,
નિર્વૃતિમાં સુતેલાં જનો જાગીયાં;
સાંભળી શોક કૈ ગાત્ર જો ભાગીયાં,
બાણ એ કાળ શત્રુ તણાં વાગીયાં. ૨૦૨
લાગીયાં તે અરે ઘાવ કે ઝાય ન્હૈ,
દુઃખ આ કેમજો આર્ય રે'શેજ ર્હૈ;
હે પ્રભુ! શું દયા ધારીના તેં જરી,

વાતઆ દુઃખની આર્યભૂમાંભરી. ૨૦૩
વીનતી, હે મતી, જો તથાપી લખી,
ક્રોધને, કામને, મોહમાં આગખાં;
તે કવી, તે રવી, અંતરે ધારશો,
પેટલાદે લખ્યું તે ન વિસારશો. ૨૦૪

## મનહર.

ન્યાત જમવાને બેઠી જુઓ આ બ્રાહ્મણ તણી,
ઉદાસી અધિક જુઓ ન્યાતમાં ભરેલ છે;
નરમદ ગયે જોકે ચાર માસ વિતી ગયા,
તોએ અભડાશો એવા શબ્દ ઉચરેલ છે;
શોક હજી છોડે નહીં, ઉદાસી અધિક રાખી,
આસન કર્યાં જો પાસે ગંદકીની રેલ છે;
આવી શોકવાળી ન્યાત ખરે મેંતો આજ દીઠી,
ઉદાસી વાસીને રાખી એજ ખરો ખેલ છે. ૨૦૫

## મહિદીપ છંદ.

નર્મ કવિ આર્ય રવી અસ્ત થયો આજે,
વિરહ કરે કલહ વળી દુખદ કામ કાજે;
કિતિ ઘણી નર્મ તણી ફક્ત દેખુ સાજી,
પુરૂષ એ મહાન જવાથી ન કોઈ રાજી. ૨૦૬
નર્મ કવિ કુશળ વળી વાદને વિવાદે,
થોડું લખ્યું આર્ય જનો માનશોજ જાદે;
સ્વજન મિત્ર નર્મ ઘણો આજ નિજ યાદે,
વિરહ વ્યથા સર્વ લખી પ્રીય પેટલાદે. ૨૦૭

## દોહરો.

પુરાં ત્રેપન વર્ષને, માસ પાંચ દીન બાર;

એવું આયુષ ભોગવી, નર્મ તજ્યો સંસાર, ૨૦૮
વીર પુરૂષો ન જીવે ઘણું, જીવે અતિ ન મતિ માન,
બુરચા કાયર બાયલા, જીવે, ન જાતાં જાન. ૨૦૯

### સ્ત્રગ્ધરાવૃત્ત.

આર્યો આજે તમે સૌ, નરમદ ગમનેરે ઘણાછો ઉદાસી,
તેથી બોલું હું આજે, વિરહતણી બ્યથા શોચ સાચો તપાસી;
વાણી મારી તમારી, કવિજન વિરહે આજ થૈ ઘોબ ભારે,
વિદ્યાવંતો ભણેલા, નરમદ ગુણને કાંઇ બેઠા વિચારે. ૨૧૦
આર્યો મોટા મહાનો, જગત તજી ગયારે રહ્યા બાકી થોડા,
તેથી આજે સ્વદેશે, નિરધન જન કૈ થૈ ફરે કૈક ગાંડા;
કાર્યો ભારે કરીને, કવિ નરમદ જો આજ સ્વર્ગે ગયોછે.
દુઃખીછે દેશ ભક્તો, જગત સુનું પડચું રંગ કાળો પડ્યોછે. ૨૧૧
રંગી જંગી ઉમંગી, કવિ નરમદ તે આજ સ્વર્ગે સિધાવ્યો,
કાળેરે નહે દયાળે, કવિ નરમદને શાંતિથી જો બોલાવ્યો;
ન્યાતે જાતે સ્વદેશે, અધિક દીલગીરી થૈ કવિરાજ નાશે,
શાશે આંશે હવે સૌ, કવિ નરમદને, આ લખ્યું આર્ય દાસે. ૨૧૨

### દોહરો.

આર્ય વીર શૌર્યાદિથી, કરો દેશ ઉપકાર;
નહીંતો જન્મ વૃથા જશે, સત્ય કહું નરનાર. ૨૧૩

### મનહર.

બરસાદ ગાજી રહ્યો ગર્જનાઓ ભારે કરી,
તોયે નરમદ બોલે ન એવા કઠોર છે;
આર્ય ભૂમિ ધ્રુજી રહી ગરબડ થઈ ઘણી,
કડાકા ધડાકા થાય જો શોર બકોર છે;
નરમદ ચંદ્રજોને દીઠો નહી તેથી ઘેલો,
આમ તેમ અકળાતો જો પેલો ચકોર છે;

ઉકલાટ અતિ વધ્યો જતી રહી શાંતિ સદ્ય,
અંધારૂં અધીક તથા ઘન ઘમઘોર છે. ૨૧૪
અરે કાળ કેમ આજ નાસતો ફરેછે અહ્યા,
હું જાણુંછું નરમદનો તું ચોરનાર છે;
મારી આર્ય ભૂમિના તું મોટા મણી ખાઇ ગયો,
પણ પ્રભુ તને હવે સજા કરનાર છે;
જરા સમજીને કાળ નરમદ પાછો આપ,
નહીં આપુ તો તારૂં સત્યાનાશ જનાર છે;
તારાથી હું બીતો નથી મરવું છે એકવાર,
મારી પાસે જીત બારે અને છેલ્લી હારછે. ૨૧૫

## દોહરા.

[૧]મોટા દીલ વાળો કવિ, રવિ થયો તે અસ્ત;
તીવ્ર બુદ્ધિનો જન ગયો, ગયો કવિનો હસ્ત. ૨૧૬
લાજ જરા રાખી નહિ, કરવા મોટાં કાર્ય;
લઢવઇઓ શુરવીર તે, શાણો સાચો આર્ય. ૨૧૭
ગોઠવીને પગ મૂકતો, ચુકતો તે ન લગાર;
કલમ પ્રવીણ ઘણો હતો, જાણે છે નરનાર. ૨૧૮
લતવાળો કવિતા તણી, રચાયાં બારે કાવ્ય;
દાન કર્યા દેવાંશીઅ, લીધો કીર્તિ લા'વ. ૨૧૯
સર્વ સાર સમજુ હતો, ગર્વ ધર્યો ન લગાર:
શાસ્ત્ર તણો વિદ્યાર્થિ તે, તજી ગયો સંસાર. ૨૨૦

---

૧(દોહરો.)—મિત્ર ધૈર્ય દાતાર તે, માટે તેને માન;
એવા મિત્રો આપશે, સંકટ સમયે જાન. ૧

## દોહરો.

દક્ષિણ દિશામાં જતાં, આવે મુંબઇ શહેર;
વેદ શોધ કરતો ત્યહાં, નરમદ લેતો લહેર. ૨૨૧
કામાદિ ષડ્ રિપુને, કબજ કર્યા કુલભાણ;
ફરી વાતો નર્મદ તણી, વર્ણવું કરવા જાણ. ૨૨૨
શંકા દીલમાં નહિ ધરી, કરતાં સારાં કાર્ય;
કર્મ કર્યા તનમન ધને, ખુશી રાખ્યા આર્ય. ૨૨૩
રસ્તે જાતાં જો મળે, બાળ વૃદ્ધ યુવાન;
મુલાકાતમાં વાર નહિ. અંતર નહિ અભિમાન. ૨૨૪
લક્ષ ધર્યું શુભ કાજમાં, આર્યવીર શુરવીર;
શંખ ચક્રનો ધારતો, કૃષ્ણ સમો ભડવીર. ૨૨૫
કસરત કલમ તણી કરી, પીલ્યા કાગળ દંડ;
રજનિ દિવસ મંડ્યો રહ્યો, ચઢાવીયો જય ઝંડ. ૨૨૬

## ગીતિ.

નરમદ વિરહ હું લખીને, બંધ કરૂંછું હવે કલમ મારી,
લખવું યોગ્ય જણાયું, કારણ કવિ તે અધિક ઉપકારી. ૨૨૭
એવા કવિજન વધજો, વધજો પુરૂષો મહા ન મુજ દેશે;
કાશીશંકર વિનતી, આર્ય હૃદયમાં કરી વાસ રેશે. ૨૨૮



# આશ્રય પત્રિકા.

### ઉદારનાં ત્રણ કામ.

આપે—અપાવે (કે) બતાવે.

### કૃપણનાં ત્રણ કામ.

લે—લેવડાવે (કે) લુટાવે,

જે ગામના જે સાહેબે વધારે પ્રત રાખેલી છે તેઓનાં નામ તે ગામમાં પહેલાં લખવામાં આવેલ છે. ઘણા વરસાદને લીધે પુસ્તક છપાવતાં વાર લાગી છે તે આશ્રય આપનાર ક્ષમા કરશે.

### વડોદરા.

દિવાન બહાદુર મણીભાઈ જશભાઈ.
રાવસાહેબ હરગોવીંદદાસ દ્વારકાંદાસ.
રા. રા. કીસાભાઈ કુલબરાંમ દલાલ.
રા. રા. ઈચ્છાલાલ પરમાનંદ દાસ મુનશી.
રા. રા. મગનલાલ હરગોવીંદદાસ.
રા. મેહેતા. બટુકશકર ગીરધરલાલ.
રા. રા. આપારાવ હીરાલાલ.
સૈયદ બદ્રદીન સદ્રુદીન.
પ્રિય મિત્ર જગુભાઈ હીરાલાલ.
પ્રિય મિત્ર રતીલાલ મટુભાઈ.
રા. રા. મોતીલાલ ગીરધર.
રા. રા. મજમુંદાર મોતીલાલ માણેકલાલ.
પ્રિય મિત્ર બેહેચરભાઈ કલ્યાણરાય મારફત.
રા. રા. ચીમનરાવ બળવંતરાવ.
રા. દેસાઈ. ખંડુભાઈ દાજીભાઈ.
રા. શાહ. રેવાંદાસ ગરબડદાસ.
રા. પટવા. ગીરધર દામોદરદાસ.
રા. મેહેતા ચંદુલાલ માધુભાઈ.
રા. મજમુંદાર બાપુભાઈ દાજીભાઈ.
રા. પંડ્યા. ઘનશ્યામ હરિકૃષ્ણ.

રા. ઠાકોર. નરહરી માધવરાવ.
રા. દેસાઈ રામલાલ હીરાલાલ.
રા. પારેખ હરીલાલ મોહનલાલ.
રા. દેસાઈ મણિલાલ હીરાલાલ.
રા. પારેખ હરિલાલ હીમતલાલ,
વકીલના. ખરસેદજી ફ્રામજી.
રા. દલાલ. ચુનીલાલ પ્રભુલાલ.
થાના વાળા માણેકજી ખરસેદજી.
રા. મોગલ વીઠ્ઠલ બળવંત.
રા. દેસાઈ ગુલાબભાઈ બાપુભાઈ.
રા. શાહ ગોપાળદાસ જમનાદાસ.
રા. ભટ કીરપાશંકર ઉમીયાશંકર.
એન્જીનીયર અલીદલખાન ઇસફઅલી.
રા. પારેખ. પ્રાણવલ્લભ માણેકલાલ.
પ્રિય મિત્ર. મોતીભાઈ ભીખાભાઈ મા.
રા. પટેલ ઇશ્વરભાઈ હથીભાઈ.
રા. પટેલ. શીવાભાઈ ભુખણભાઈ.
રા. દેસાઈ. મોતીલાલ ગોપાળલાલ.
રા. રા મૂળશંકર રેવાશંકર.
રા. ત્રીવેદી. છગનલાલ મંગનલાલ.

વીરસદ.

રા. પટેલ શંકરભાઈ લલ્લુભાઈ.

સુરત.

રા. રા. નગીનદાસ નરોતમદાસ ખાંડવાળા.
રા. રા. હરગોવીંદદાસ નરોતમદાસ.

ભરૂચ.

રા. રા. ગણપતરામ જેભાઈ.

અંકલેશ્વર.

રા. રા. મોતીલાલ પ્રેમાનંદ.

જંબુસર.

રા. રા. કલ્યાણવલ્લભ મોતીલાલ.

ભાદરવા.

પંડ્યાજગજીવનકાશીરામ.મુનસફસંસ્થાનભાદરવા.

પલસાણા.

રા. દેસાઈ જીણાભાઈ અમૃતરાવ.
રા. દેસાઈ ખડેરાવ દોલતરાવ.
રા. દેસાઈ હરરાય ગોપાળરાય.
રા. દેસાઈ રણછોડજી રઘનાથજીભાઈ.
રા. દેસાઈ. રણછોડજી ખુશાલભાઈ.
રા. દેસાઈ. પ્રાગજીભાઈ ભીમભાઈ.
રા. દેસાઈ. ગોપાળજી વસંનજી.
રા. દેસાઈ. ભીમભાઈ કલ્યાણજી.

વાંકાનેર.

રા શેઠ લક્ષ્મીચંદ વિ. ચતુર.
પ્રિયમિત્ર ભાઈશંકર પ્રાગજી પંચોળી. વિદ્યાવિલાસનાએડીટર
રા. દવે. માવજી ત્રીકમજી.
રા. રાવળ અંદરજી શંકરજી.
રા. રા. લક્ષ્મીચદ હીરાચંદ.

પાટણ.

પ્રિય મિત્ર દશરથલાલ ગંગારામ વ્યાસ.
રા.રા.શ્યામલાલહીરાલાલ.હે.મા.પાટણલએ.વી.સ્કૂ.
રા. ભટ. કાળીદાસ ગવરીશંકર.
રા. ત્રિવેદી રતનલાલ માણેકલાલ.
રા. નટવરલાલ સાળંગરામ હોરા.
રા. ડાહ્યાચંદ નાગરચંદ નગરશેઠ.
રા. વિઠલ હરગોવીંદ કંસારા.
રા. વ્યંકટરાવ નાનાસાહેબ.
રા. મથુરાલાલ માણેકલાલ અધ્યારૂ.
રા. કુંજીલાલ દુર્લભજી વહીયા.

નડીયાદ.

રા. સોરાબજી હોર્મદજી બાઈવાળા.
રા. પંડ્યા. મંગળશંકર હીરાશંકર.
રા. રા. દલસુખ પરભુદાસ.
રા. રા. ગુણવંતરાય માણેકલાલ.

મહુવા.

મજમુંદાર હીરાલાલ જેઠાલાલ.

ખંભાયત.

રા. રા. દોલતરાય કરૂણાશંકર.
રા. રા. છગનભાઈ ગુલાબરાય.
રા. રા. નટવરલાલ છોટાલાલ.
રા. રા. ગણપતભાઈ મોતીભાઈ.

કપડવણજ.

રા. ભટ હરિલાલ બાપુજી.
રા. ત્રિવેદી દોલતરાંમ રણછોડભાઈ.

ઉમરેઠ.

રા. રા. કાળીદાસ મયારાંમ.
રા. ભટ રામકૃષ્ણ દ્વારકાંદાસ.

કડી.

ખાનસાહેબ કાજી અબદુલરહીમાન નાયબસુબા પ્રાંત કડી.
દેસાઈ નગીનભાઈ સંતોકભાઈ. બી. એ.

શાહપોર.

રા. પટેલ શંકરભાઈ તળશીદાસ.

ધાંગધ્રા.

મેહેતા. ચતુરભાઈ જાદુભાઈ વકીલ મા૦
દેસાઈ કાળીદાસ હરજીવનદાસ વકીલ.
રા. ગાંધી ચત્રભજ ગોવીંદજી.
રા. મેહેતા. સુંદરદાસ વેણીદાસ.
રા. દેસાઈ જીવરાજ નથુ.
રા. રા. મે. મલુકચંદ વિ. મનોરભાઈ. રે. ક. શી.
રા. શા નાનજી વેણીદાસ.
રા. રા. નાગજી દયારાંમ ના. કો. કા.
વ્યાસ અમરતલાલ કેસવરાવ વકીલ.
રા. રા. કુંવરજી વરધમાન ને. ડૉ.
રા. રા. મે. ડામરભાઈ વિ. મનોરભાઈ.
રા. રા. મે. નથુભાઇ વિ. ફુલશંકર.

કાલોલ.

રા. દેસાઈ હીરાલાલ નથુભાઈ.

રા. દેસાઈ જમનાદાસ વખતચંદ.
રા. દેસાઈ ભોળાભાઈ જશભાઈ.
રા. રા. ત્રીકમલાલ જેકીશનદાસ.
રા. રા. દેસાઈ સારાભાઈ સંતોકરાય.
રા. દેસાઈ જદુરાય દોલતરાય.
રા. રા. બાપાલાલ દામોદર.
રા. રા. હરજીવન કુબેરજી.
રા. રા. ભીમાશંકર રણછોડ.
રા. રા. વરજલાલ ધનજીભાઈ.
રા. દેસાઈ અનંતરાય રામરાય.
રા. રા. જયશંકર બાપાલાલ પો. માસ્તર.
રા. દેશાઈ ગીરધરલાલ નથુભાઇ.
રા. રા. નટવરરાય મુળરાય.

ગોધરા.

રા. દેસાઈ પુરૂષોત્તમરાય કૃષ્ણરાય ગો. પો. એ. ઓ.

પેટલાદ.

પ્રિય મિત્રમંડળ.

ભાઇ મોતીલાલ ગોકળદાસ.
દેસાઈ અમરતલાલ જતનલાલ.
દેસાઈ નટવરલાલ ડાહ્યાભાઈ.
દેસાઇ જુગલભાઇ ગોવિંદરાય.
દેસાઇ મગનભાઇ દોલતભાઇ.
દેસાઇ ભગવાનલાલ બાપુલાલ.
દેસાઇ દલસુખરાય નરસીલાલ.
દેસાઈ ગંગાપ્રસાદ પ્રભુલાલ.
દેસાઇ રતીલાલ મકુભાઈ.
દેસાઈ જગુભાઇ હીરાલાલ.
મજમુંદાર બાળાભાઈ બાપુભાઈ.
મજમુંદાર મણિલાલ દોલતરાય.
મેહેતા બેહેચરભાઈ કલ્યાણરાય.
મેહેતા ગજાનંદ બેહેચરભાઇ.
જાની. કુંદનશંકર કાશીશંકર.
ત્રિવેદી સુંદરજી પરસોતમજી.

ભાઇ નર્મદાશંકર જેભાઇ.
વકીલ નંદલાલ ગુલાબચંદ.
ભાઇ નર્મદાશંકર મુળશંકર
જાની. નિર્મલશંકર કાશીશંકર.
જસવંતરાય હરીલાલ.
દેસાઇ વરજભાઇ માધુભાઈ.
દેસાઈ રસીકલાલ મણિભાઈ.
દેસાઇ મણીલાલ નરસીલાલ.

## જનમંડળ.

રા. રા. કેદારનાથ જગન્નાથ.
પેટલાદ તાલુકાના મદદગાર મુનસફ
રા. રા. છગનલાલ લલુભાઈ મજમુદાર હેડમા-
સ્તર પેટલાદ એ. વી. સ્કૂલ.
રા. રા. દેસાઇ ગણપતભાઈ ગુલાબરાય.
રા. રા. નારણભાઇ કેસવલાલ.
રા. પરી. ગોરધનભાઇ દામોદરદાસ ઠારવાળા.
રા. રા. માધવલાલ છેટાલાલ.
રા. રા. ચુનીલાલ ગીરધરલાલ.
રા. રા. ભાઇલાલ બી. શેઠ.
રા. ઉપાધ્યાય જટાશંકર જમનાશંકર.
રા. રા. મંગળજી લલ્લુભાઇ.
રા. પા. સોમાભાઈ કિશોરભાઇ.
રા. રા. માણેકલાલ હરિવલ્લભ.
રા. રા. ચુનીલાલ ફુલચંદ.
રા. રા. ભુરાભાઇ છગનલાલ.
પ્રિયભાઇ જસવંતરાય વસંતરાય.
રા. રા. ગીરજાશંકર ગંગાશંકર.
રા. રા. ગોવીંદરાય બાબાજી.
રા. રા. ગોવીંદરાવ વિનાયકરાવ.
રા. રા. ઝવેરીશંકર મયાશંકર.
રા. રા. કાશીપ્રસાદ મુગટરામ ફો. સા.
રા. રા. કેસવલાલ બાળાશંકર.
રા. રા. ચુનીલાલ મોતીલાલ.

રા. રા. અમીન ચતુરભાઇ સાંમળભાઇ.
રા. વૈદ વામનરાવ બળવંતરાવ.
રા. વકીલ જેઠાભાઇ લાલાજી.
રા. રા. નટવરલાલ રેવાકર્ણ.
રા.ઝીણાભાઇઉ૦મગનલાલકિશોરભાઇસોજીત્રીયા.
રા. વકીલ લલ્લુભાઇ ત્રિભોવનદાસ.
રા. વકીલ પુરૂષોત્તમભાઇ નારણદાસ.
રા. શા. દામોદર જમનાદાસ.
રા. વકીલ ગોપાળરાય પ્રાણજીવનદાસ.
રા. શેઠ અંબાલાલ કસનદાસ.
રા. રા. ભાઇચંદ નરોતમદાસ.. શાહ.
રા. પરી. ગોરધનદાસ વાહાલાભાઇ.
રા. રા. દેસાઈ કૈનયાલાલ મણિભાઇ.
રા. શા. ગોરધનભાઇ કાશીદાસ,
રા. રા. વકીલ શીવપ્રસાદ ગવરીનાથ.
રા. પુરાણી મણિશંકર દામોદરજી.
રા. રા. દેસાઇ નાનાભાઇ મુલચંદ.
રા. રા. મેહેતા દલસુખભાઇ કરૂણાશંકર.
રા. તલાટી હરીલાલ બાબરભાઇ.
રા. રા. શેઠ દ્વારકાંદાસ સદાવ્રતવાળા.
રા. રા. બાલાજી બળદેવજી.
રા. રા. દેસાઇ મોતીભાઇ રામરાય.
રા. મજમુંદાર પરભુલાલ જશભાઇ.
રા. રા. કૃષ્ણરાય આણંદરાય.
રા. રા. મોહોલલાલ ગોકળદાસ.
રા. મેહેતા બળવંતરાય મોતીલાલ.
ભાઇ વરજલાલ હરીલાલ દેસાઇ.
રા. રા. અનંતરાય લેહેરશંકર.
રા. રા. ગુલાબશંકર ગીરજાશંકર ઝવેરી.
રા. રા. લક્ષ્મણરાવ બળવંતરાવ.
રા. રા. છોટાલાલ મહાસુખરાંમ.
કાલુમીઆં નથનમીઆં.
અબ્બાસજી હુસેન મીયાં.

રા. રા. નર્મદાશંકર જેભાઇ મા૦
રા. રા. વિદ્યારામ ગલાભાઇ.
રા. રા. હિરાલાલ મુગજી,
રા. રા. અંબાશંકર મનસુખરામ.
રા. રા. જમનારામ લાભરામ. બા. મા.
રા. રા. શેઠ શામળદાસ.
રા. દેસાઈ. મગનલાલ પ્રભુલાલ.
રા. દેસાઇ ભગુભાઇ જોઇતાભાઇ.
રા. ત્રિવેદી હીરાશંકર ગીરજાશંકર ઝવેરી.
રા. વકીલ પ્રભુલાલ સર્પાદાસ.
રા. મુનશી મનસુખભાઈ રાવજીભાઇ.

## શીનોર.

પ્રિય મિત્ર ભગુભાઈ બાપુભાઇ.
પ્રિય મિત્ર બાળાભાઈ બાપુભાઇ.
રા. રા. શીવશંકર દામોદરજી.
રા. રા. ત્રીકમલાલ ભગવાન.
રા. દેસાઇ કલ્યાણરાય શંકરલાલ.
રા. રા. મણીશંકર ભવાનીશંકર.
રા. પરી. દીપરામ લાલભાઇ.
રા. પરી. લલુભાઈ લાલભાઈ.

## મુંબઇ

પ્રિય મિત્ર મોહનલાલ કહાંનદાસ.
પરી. લલુભાઈ નાનાભાઈ.
રા. રા. છબીલદાસ નગીનદાસ મા૦
હોરમઝદજી ખરસેદજી માંકીદલાલ.
શ્રી મુંબઇ મંજેરજી વાડીવાળાની કુંપની. મો. મા.
રા. રા. હરગોવીંદદાસ ખુશાલદાસ.
રા. રા. ભાવનગરવાળા પરભાશંકર વેણીશંકર.
રા. મેહેતા તુળશીદાસ ત્રીકમદાસ.
રા. રા. જમનાદાસ મૂળજીભાઈ.
રા. રા. નાનાભાઈ વિશ્વનાથ.
કવિ. બાલકરામ નંદરામ.
રા. જાધીલાલ પીતાંબરદાસ ઓટનીસ.

રા. રા. અમરતલાલ મગનલાલ.
રા. શ્રોફ હીરાલાલ નરોત્તમદાસ.
રા. રા. રણછોડજી ધનજીભાઇ.
રા. રા. છોટાલાલ હરજીવનદાસ,
રા. રા. ડાહ્યાભાઇ નાગરદાસ.
રા. ભટ નારણ મહાશંકર ઉતરસંડાના.

## અમદાવાદ.

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ. સી. આઇ. ઈ.
રા. રા. ઝવેરી શીવલાલ રતનલાલ.
રા. રા. નેમચંદ લલુભાઈ.
પ્રિય મિત્ર કુંદનશંકર કાશીશંકર.
પટેલ. મંગળદાસ કાળીદાસ.

## નડીયાદ.

રા. રા. તાપીદાસ હરીકીશનદાસ દલાલ.
રા. રા. લાલજી કાશીરામ.

## પેટલાદ.

રા. રા. જુગલભાઈ ફુલાભાઈ.
રા. રા. વિજયલાલ ગરબડદાસ.

